રસિક નવલકથામાળા પુસ્તક : ૨૭

# ર ખ ડે લ

## અને બીજી વાતો

: : લખનાર : :

નાગરદાસ ઇ. પટેલ

: : મલાડ : :

: : પ્રકાશક : :

પુંજાલાલ ભગવાન પારેખ

: : વઢવાણ સીટી : :

: : મુંબાઇના એજન્ટસ : :

હરિલાલ રતિલાલની કંપની

બુકસેલર્સ : ગોવિંદ બિલ્ડિંગ

પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબાઇ નં : ૨

અઢી રૂપીઆ

## પરિચય

'વ્યોમ વિહારમાં તમે તમારી કવિતાને ન્યાય આપવા યત્ન કર્યો હતો તેમજ આમાં ટુંકી વાર્તાઓને ન્યાય આપવાનો પ્રયત્ન છે ખરૂં ને ?' 'રખડેલ અને બીજી વાતો' જોઇને મ્હારા સાહિત્યરસિક મિત્રે પૂછ્યું.

'હાસ્તો ! એનેયે ન્યાય આપવો જોઇએ ને ?' મ્હેં જવાબ આપ્યો.

'જરૂર. કૈં ના કહેવાય ! ટુંકી વાર્તાઓ લખવી તમે ક્યારથી શરૂ કરી ?'

'કવિતાઓ કરતાં ઘણી જ મોડી. શરૂઆતમાં એકાદ બે વાર્તાઓ સત્તર અરાડેક વર્ષ ઉપર લખેલી પણ તેનો તો પત્તોજ નથી.'

'કયા વર્ષમાં ?'

'ઘણુંખરૂં ૧૯૧૩–૧૪માં 'બ્રહ્મગીરિનો યોગી' એ નામની એક મૌલિક વાર્તા 'વિવેચક'માં પ્રકટ થઈ હતી.'

'પછી.'

'કવિતા જેટલો શોખનો વિષય તે વખતે એ નહતો એટલે નહિ જેવા જ પ્રયત્ન થયેલા.'

'અને બાલજીવન પ્રવૃત્તિવાળા ગાળામાં તો એને સંભારોજ શાના !'

'નહિસ્તો. એ વખતે બાલસાહિત્યનો અભ્યાસ, લેખન અને બીજી પ્રવૃતિઓ હતી.'

'એમાં ફેરફાર શી રીતે થયો ?'

'એ પણ સંજોગોને આભારી હતુ તેની ના ન કહેવાય. ઑકટોબર : ૧૯૨૫ થી 'ચાંદની' માસિકનું તંત્રીપણું સ્વીકાર્યું એટલે ટુંકી વાર્તાઓનું સર્જન આપોઆપ જ થયું.'

'નિર્દોષ, ભાવભય, નીતિપોષક અને લોકભોગ્ય વાર્તા સાહિત્ય આપવાના ચાંદનીના કોડ હતા તે પુરા થયા?'

'એનો જવાબ એના ગ્રાહકોનું રજીસ્ટર અને કાગળોજ આપી શકશે. એના ટુંકા જીવનમાં એ લોકાદરને પાત્ર નીવડયું હતું એ વાત ખરી.'

'તો પછી એ એકાએક બંધ કેમ પડયું ?'

'એના પ્રકાશકોની આર્થિક અડચણો એના અકાળે થયેલા અવસાનની કારણભૂત થઇ.'

'ઠીક, એ અરસામાં તમે ટુંકી વાર્તાઓ લખી એમજ ને?'

'છેક એમ તો નહિ પણ એ ઠીક ઠીક લખી. ચાંદની બંધ પડયા પછી પણ એ પ્રવૃત્તિ ચાલુ જ છે.'

'અને એનો સંગ્રહ તેજ 'રખડેલ અને બીજી વાતો' ખરૂં ને?'

'હાસ્તો. 'જયંત કથાઓ'ના ત્રણે સંગ્રહો પણ ટુંકી વાર્તાના સંગ્રહો ગણીએ તો ગણાય.'

'આમાં બધી મૌલિક વાર્તાઓ છે?'

'ત્રીજા ભાગની સ્વતંત્ર, બાકીની અનુવાદિત, સૂચિત અથવા પરતંત્ર.'

'અને એ બધીયે ચાંદનીમાં આવી ગયેલી?'

'ચાંદની ઉપરાંત ગુજરાત, સમાજજીવન વિગેરેમાં પણ આવેલી. એકાદ બે નવીયે છે.'

'એમ! બધી વાર્તાઓ એકજ ઢબની હશે.'

'નારે ના! કેટલીક સામાજીક છે, કેટલીક ડિટેકટીવ વાર્તાઓ છે, એકાદ હાસ્ય રસનો 'સ્કેચ' પણ છે.'

'ત્યારે તો બે ત્રણ જાતની વાનીઓ પીરસી છે એમજ કહોને.'

'હાસ્તો. સૌના રસાસ્વાદ કયાં સરખા હોય છે? જેને જે ભાવે તે ખરૂં.'

'ટુંકી વાર્તાઓને તમે વિનોદનું જ સાધન માનો છો ?'

'એ એકલું વિનોદનું સાધન ગણીયે તો તો થઇ રહ્યું ! સમાજને ઉંચે ચઢાવવાની, એની મનોવૃત્તિ કેળવવાની અને બુદ્ધિ ખીલવવાની એનામાં કળા ન હોય તો એનું સર્જન સાર્થક નથી થતું.'

'એ દૃષ્ટિએ તો ટુંકી વાર્તાઓ ઘણી મહત્વની ગણાય.'

'જરૂર. આપણે ત્યાં પણ એ દૃષ્ટિબિંદુ સર્વમાન્ય થતું જાય છે એ આનંદની વાત છે.'

'આમાં પણ તમારાં ચિરંજીવ પાત્રો, ડૉ. નટવર, જયંતરાય ને પ્રાણશંકર પંડિતજી આવે છે ખરાં કે ?'

'કેટલેક ઠેકાણે આવે છે. જ્યાં જ્યાં નટવર હોય ત્યાં ત્યાં જયંત કે પ્રાણશંકર પંડિતજી હોય જ.'

'**यत्र योगेश्वरोकृष्ण यत्रपार्थो धनुर्धर। तत्र श्री विजयोर्भूति**। એની માફક જ !'

'જરૂર. એમની મૈત્રી અખણ્ડ સૌભાગ્યવતી છે.'

'અને નટવર એ તો તમારૂ જ પરિવર્તિત નામ છે ખરૂં ને ?'

'એ તો Open Secret છે.'

મલાડ ૧૫. ૮. ૩૧

નાગરદાસ ઈ. પટેલ

*

# ——વ્યોમ વિહાર——

## એક રસિક કાવ્યસંગ્રહ

*

## ગુજરાત એને શી રીતે સત્કારે છે ?

કિંમત માત્ર એક રૂપીઓ

આખો સંગ્રહ શૃંગાર રસના મધુર સ્પર્શથી રંગાયો છે. ભાવો સારા, ભાષા મધુરી, શબ્દો મીઠા એ જેટલે અંશે સફળતા બક્ષે તેટલે અંશે રા. નાગરદાસની આ કવિતા સફળ થઈ છે. રા. નાગરદાસની કવિતાની ભાષાની ભભક આંજી નાંખે એવી છે.

સાહિત્ય

પ્રસ્તાવનાને સ્થાને સંવાદમય પરિચય એ 'વ્યોમવિહાર'ની નવીનતા કહી શકાય. શ્રી. નાગરદાસ પટેલ ડિટેકટીવ વાર્તાઓથી જાણીતા થયા છે તે પહેલાં 'શશિકલા અને ચૌરપંચાશિકા' ના સુંદર અને સમશ્લોકી અનુવાદ દ્વારા તેમજ બીજી કૃતિઓ દ્વારા એમણે કવિતાદેવીની સારી આરાધના કરી છે. આ સંગ્રહ પ્રધાન પણે શૃંગારરસને પોષી રહ્યો છે. થોડાંક કાવ્યો દેશભક્તિ ભર્યાં પણ સંગ્રહમાં છે અને તે ખરેખર દીપી ઉઠે છે...... ગુજરાતી

શ્રી. પટેલની કલ્પના જ્યાં જ્યાં ઉડે છે ત્યાં ત્યાં કાવ્ય ભર્યું ચિત્ર પ્રકટાવે છે. શબ્દોથી ચિત્ર ઉભુ કરવાની તેમની શક્તિ અજબ છે. ટચુકડી ચાર લીટીઓમાંય એવું સુંદર ચિત્ર પ્રકટાવે છે કે તેઓ આપણા અતિ પ્રખ્યાત કવિઓથી આગળ પડતા લાગે છે. સંસ્કૃત કવિઓની પ્રેરણા અંગ્રેજી રંગે રંગાઇ આવે છે તે વખતે શ્રી. પટેલની કવિતા વિશુદ્ધ આર્યત્વસંસ્કારનું પવિત્ર દર્શન કરાવે છે ને સંસ્કૃતના એ મનોરમ્ય પ્રદેશ પાસે લઈ જાય છે આમાંજ તેમની મહત્તા છે. તેમનાં ટચુકડાં કાવ્યો હેરત પમાડે એટલી સફળતા જીતી જાય છે. . . . સમાજજીવન

બહુરૂપી કાર્યાલય રાણપુર (કાઠિયાવાડ)

# જયંતનું નામ જાણીતુ છે

## ગુજરાતી સાહિત્યમાં જયંતનું નામ જાણીતું છે. એની પરાક્રમકથાઓ સૌએ પેટભરીને વખાણી છે.

જયંતનાં અદ્‌ભૂત પરાક્રમો
૨–૮–૦

જયંતનાં જબ્બર સાહસો
૪–૦–૦

જયંતની સાહસ કથાઓ
૨–૮–૦

કાળને કિનારે
૨–૮–૦

*

વાર્તાઓ સરિતાના વહેણુની માફક વહ્યે જાય છે, સહૃદય વાંચકનાં હૈયાં હલાવી મૂકે છે. પુસ્તક એવું રસિક અને અટપટા પ્રસંગોથી ભરપૂર છે કે તે વાંચવાની શરૂઆત કીધી કે કયારે પુરૂ કરીએ એ તાલાવેલીમાં તો ખાવાનું અને ઉંઘવાનું વિસરી જઈએ. મગજ શકિતના વિકાસને તાલીમ આપે એવી અદ્ભૂત રસ ઝરતી વાતો છે.

卐

વાતોનો વેગ ખુબ રાખવો, પણુ ભેદ ધીમે ધીમે કે છેવટે ખોલવો. શૈલી હળવી રાખવી પણુ તેને રમતીયાળ બનાવવી, શૌર્ય અને સાહસને પ્રેમ અને કરૂણુાથી જરા વધારે સહેલાઈથી જીરવી શકાય તેવાં બનાવવાં, એવી એવી ખુબીઓ આ ગ્રંથમાં તમે જોશો.

*

મગજશકિતના વિકાસને તાલીમ આપવી, સમજ શકિત વધારવી જીવનની ગુંચો ઉકેલવા જેવી બુદ્ધિની તિક્ષ્ણુતા બક્ષવી એ ગુણો જયંતકથાઓ ધરાવે છે અને એ એમની નવીનતા છે. દરેક કથા એક અણુમૂલા રત્ન જેવી છે.

卐

ખૂન પકડવા માટે જયંત કેવાં પરાક્રમો કરે છે ને કેવા ભેદ ભરમો ખૂલે છે તે આ પુસ્તક રજુ કરે છે. લેખકની વર્ણુન શકિત અજબ છે.

*

**આવાં ચેતનવંતા પુસ્તકો આજ સુધી ભાગ્યેજ પ્રકટ થયાં હશે. આજેજ મંગાવો**

**પુંજાલાલ ભગવાન પારેખ : વઢવાણુસીટી**

# રસીયો



## આ ભાઈસાહેબને જોયા ?

આપણા એ પીતરાઈ પણ સુધર્યા લાગે છે. એ પણ ખાસ્સા અક્કલના ઈસ્કોતરા થયા લાગે છે.





એમનાં પરાક્રમો જરૂર વાંચવા જેવાં છે.

આ બાપા ને બાળકો ત્રણેયને હસાવે એવાં એ સુંદર છે.

卐 卐

એની નકલો બે મહિનામાં ચપોચપ ઉપડી ગઈ એટલે બીજી આવૃતિ છપાવી છેઃ બાળકો એના પર તૂટી પડે છે આટલાં બધા ચિત્રોવાળી ફક્કડ વાર્તા આજસુધી ભાગ્યેજ બાહાર પડી હશે. કિંમત માત્ર ત્રણ આના

卐

પુંજાલાલ ભગવાન પારેખ : વઢવાણ સીટી

## આપને ત્યાં બાલગોપાલ છે ?
## એમને શી રીતે રીઝાવશો ?

એ ઘરના દેવોને રીઝાવવા આટલું તો વસાવો

# બા લ વિ નો દ

# પરીઓનો પ્રદેશ

**બાલ સાહિત્યના બે સમર્થ લેખકોએ તૈયાર કરેલાં**

**બે બહુમાન્ય સુંદર અને સચિત્ર પુસ્તકો**

ગુજરાતના જાણીતા માસિકપત્ર **સાહિત્યનો** આ એકજ

અભિપ્રાય એની ઉત્તમતા પુરવાર કરેછે

*

**બાલવિનોદ**

**આની અંદર બાળ વાર્તાઓ અને પરીકથાઓ આપેલી છે. ચિત્રો વાર્તાને બંધ બેસતા છે અને વાતો શૌર્યની તથા ચમત્કારની છે. ચમત્કારો બનતા હોય કે ન હોય પણ બાળકોને એવા ચમત્કાર આવે તોજ વાતો ગમે એ અમે અનુભવથી કહી શકીએ છીએ. વળી એ બાળકોને નીતિના અને શૌર્યના માર્ગમાં પ્રયાણ જરૂર કરાવશી.**

卐

**પરીઓનો પ્રદેશ**

**આમાં પણ બાલ વાર્તાઓ અને પરીકથાઓ છે અને ચિત્રો વિગેરે બાલવિનોદની માફક છે. કેટલીક વાતોનો હાસ્યરસ ઉંચા પ્રકારનો હોવા છતાં અંદર મર્મનો અંશ છે અને હાસ્યરસ વાતની શરૂઆતથી ઠેઠ સુધી જળવાઈ રહે છે. અલબત, એ હાસ્યરસ કોઈક વખત પ્રકટ ને કોઈક વખત સ્થુલ પણ નિર્દોષતાથી રંગાયેલા બાળકોને હસાવીને વાતની જોડે ખેંચતો હોટ સુધી દોડી જતો માલમ પડે છે અને એ હાસ્યરસને પોષે એવી પાત્ર ભેદ પ્રમાણે પ્રસંગભેદ પ્રમાણે શૈલી યોજવામાં લખનાર દંપતીને સંપુર્ણ ફતેહ મળી છે**

*

બન્ને પુસ્તકો બસો બસો પાનાનાં દળદાર, સોનેરી કપડાના

પુંઠાનાં અને સુંદર ચિત્રોવાળાં છે: દરેકના રૂપિયા બે

**પુંજાલાલ ભગવાન પારેખ : વઢવાણ સીટી**

## નાગરદાસ ઇ. પટેલ

### નાં બીજાં પુસ્તકો

卐

નવવલ્લરી : અલંકાર શાસ્ત્ર . . . . ૨—૮—૦
શશિકલા : પ્રેમકથા ને કાવ્ય . . . . ૨—૦—૦
સફેદ ઠગ : ડિટેક્ટીવ નવલકથા . . . ૪—૦—૦
કાળને કિનારે : નવલકથા . . . . ૨—૮—૦
જયંતનાં અદ્દભુત પરાક્રમો . . . . ૨—૮—૦
જયંતનાં જબ્બર સાહસો . . . . ૪—૦—૦
જયંતની સાહસ કથાઓ . . . . ૨—૮—૦
પ્રાણશંકર પંડિતજીનાં પરાક્રમો . . . ૨—૦—૦
વ્યોમવિહાર : કાવ્યસંગ્રહ . . . . ૧—૦—૦

*

### સુમતિ નાગરદાસ પટેલ
### અને નાગરદાસ ઇ. પટેલ
### નાં બાલસાહિત્યનાં પુસ્તકો

卐

અમારી વાર્તાઓ . . . . . . ૦—૮—૦
અમારી બીજી વાર્તાઓ . . . . ૦—૮—૦
અમારી ત્રીજી વાર્તાઓ . . . . ૦—૧૨—૦
અજીત . . . . . . . . ૦—૧—૦
પરીઓનો પ્રદેશ . . . . . . ૨—૦—૦
બાલવિનોદ. . . . . . . ૨—૦—૦
રતનીયો . . . . . . . ૦—૩—૦
મોતીયો . . . . . . . . ૦—૩—૦

*

### હવે પછી પ્રકટ થશે

卐

મણિ . . . . . . . . ૦—૩—૦
**Indian Fairy Tales & Focklore** . **2—0—0**

卐

# રખડેલ

卐 卐

## અને બીજી વાતો

卐

અનુક્રમ

卐

# રખડેલ

'પાંડુ, બગ ઇતિકયા હાર કોણ ઠોકતાત' સર નથુભાઇએ પોતાના ઘાટીને કહ્યું.

સર નથુભાઇ ટેકચંદ મુંબાઈના બડેખાં હતાં. તેમનું કામ ને નામ જગ જાહેર હતાં ગરીબીમાંથીએ ગભ્ભર થયા હતા. પહેલાં તે કાપડની ફેરી ફરતા પણ સીતારો પાધરો, તે હમણાં બેથી ત્રણ કરોડની આસામી થઇ પડયા હતા !

અલબેલી મુંબાઇ નગરીમાં સંપૂર્ણ સુખી કોઇક જ હશે ! કોઇ માન ભૂખ્યું, કોઇ ધાન ભૂખ્યું, કોઈ કામ ભૂખ્યુ, કોઈ રામ ભૂખ્યુ ! સર નથુભાઇને બીજી ભૂખ હતી. પોતાના પ્રતિસ્પર્ધીને હરાવાય એવી અક્કલની.

સર અમથાલાલ આડાલાલની સાથે એમને અણુબનાવ હતો. કારણો જોઇએ તો નજીવાં, પણ બેઉ જબરા એંટી. દોઢ રૂપીઆની વાત પાછળ હાઇ કોર્ટમાં હજારો રૂપીઆનાં પાણી કરનાર પૈસાપાત્ર નબીરાની વાતો કયાં નથી સાંભળી! આ પણ એવુંજ કાંઇક નજીવું હતું પણ પછી તો વિરોધ વધતો ચાલ્યો અને આખીએ મુંબાઇ એ વાત પાછળ ગાંડી બની હતી. આજે સર નથુભાઈએ આમ કર્યું ને કાલે સર અમથાલાલ આમ કરશે કે પછી આજે સર અમથાલાલે આ પરાક્રમ કર્યું ને કાલે સર નથુભાઇ ફલાણું મહાભારત કામ કરશે એની એજ વાત. જ્યાં જાવ ત્યાં. પાયધુની, ભુલેશ્વર, ગિરગામ કે માંડવી, કોટ કે સીવરી બધેય એકની એકજ વાત.

મુંબાઈગરા એક વાત પાછળ જ્યારે આદુ ખાઇને મંડે છે. ત્યારે બસ બીજી વાતજ ન કરે!

અને આ બે બડેખાંની લઢાઈમાં તેમને મઝા પડતી, સર નથુભાઇ ટેકચંદ મૂળ અમદાવાદના; પણ નસીબ અજમાવવા દોરી લોટો લઈ ને મુંબાઇ આવેલા. તેમને એક ભાઈ હતો. તેને થોડાક દીકરા હતા. કેટલા તે તો તેમને ખબર ન હતી પણ એટલું યાદ હતું કે મોટો દીકરો ચીમન વડોદરા કોલેજમાં ભણતો હતો.

'શેઠ, કોણી પોરા આલા આહે' પાંડુએ આવીને કહ્યું.

'ભૈયાલા સાંગ. ઈતકયા ખટખટ કેસાલા. ત્યાલા ડંડામારૂન કાઢાયલા સાંગ' એમ કહીને શેઠે પોતાની સોનાની મુઠ વાળી સુંદર લાકડી પાંડુને આપી.

'એ એજ હરામખોર હોવો જોઈએ! રખડેલ! સાવ રખડેલ! મેં ના લખી હતી, છતાં આવી મુઓ.' સર સાહેબ બબડયા.

થોડીવારમાં નીચે સડાસડ ૫ટકા પડવાનો અવાજ આવ્યો, આજુબાજુ પચીસેક માણસ એકઠાં થઇ ગયેલાં હતાં કારણકે પેલા

જુવાનને જ્યારે ભૈયાએ અટકાવ્યો ને તેના દેખતાં બારણું બંધ કર્યાં ત્યારે તેણે બૂમાબૂમ કરવાથી જતા આવતા લોકો ત્યાં ઉભા રહ્યા હતા. માણસોનો ખડખડાટ હસવાનો અવાજ પણ શેઠના કાને અથડાયો.

જરાકવાર પછી તેમની અજાયબી વચ્ચે હાથમાં તેમની સોનાની મુઠવાળી સોટીના કકડા લઇ એક જુવાન એમના ખંડમાં દાખલ થયો. તેઓ શરીરે તેલ ચોળાવતા હતા, અને પાંડુ પાસે બેઠો બેઠો તેલ ચોળતો હતો.

'હું ઘણોજ દીલગીર છું કે સાહેબ, આપના માણસને વિવેકનો પાઠ શીખવતાં મ્હારાથી આપને જરાજેવું નુકસાન થઈ ગયું છે!' તેણે ઠંડે કલેજે જરા પણ ગભરાયા સિવાય કહ્યું.

સર સાહેબે તેના તરફ કરડી આંખે જોયું. તેતો એને જોઈને જ છક્ક થઇ ગયા હતા. તેમણે ધાર્યું હતું કે ભૈયાએ એને ઠીક શીખામણ આપી હશે પણ અહીં તો કાંઇ ઉલટુંજ થયું હતું, ભૈયો પ્રસાદ આપે તે પહેલાં તેનેજ આ ભાઇસાહેબે વિવેકનો પાઠ શીખવ્યો હતો અને સર સાહેબની સોટી પર મહામંત્ર ફુંક્યા એકમાંથી અનેક રૂપ આપ્યાં હતાં.

'તુંજ ચીમન કે? મ્હારો ભત્રીજો?' તેમણે પૂછ્યું.

'જી હા. સાહેબ!'

'તારે માટે મ્હને વડોદરાથી ઘણો ખરાબ રિપોર્ટ મળ્યો છે.'

'વાત ખરી છે, કે મ્હારા સંબંધે રિપોર્ટ ખરાબ છે!'

'બહુ ખરાબ કહેવાય!'

'મ્હેં પણ જોયું; સાંભળ્યું છે.'

'અહીં કેમ આવ્યો?'

'મ્હારા નોમદાર કાકા સાહેબને મળવા.'

'અને તે આવી રીતે? મ્હારા બારણામાં જ ધાંધળ કરીને અને ભૈયાને ફટકાવીને?'

'હાજી.'

'તને મ્હારો કાગળ મળ્યો હતો?

'હાજી.'

'મ્હારે તને મળવાની મુદ્દલ ઇચ્છા નથી એમ તો મ્હેં લખ્યું હતું—'

'હાજી.'

'તારા જેવા ગધેડા સાથે લાંબી લપાલપ કરવાની મ્હને ઇચ્છા નથી. ચાલો, માપી જાવ.'

ચીમન હસ્યો અને બોલ્યોઃ

'એટલા ઉતાવળા થવાની જીરૂર નથી સાહેબ!'

'ખરેખર! તારા જેવા દીકરા માટે મ્હારા ભાઇને હું અભિનંદન—'

'પરિચય વચ્ચે તે તો કહી શકાય.'

'મ્હારે તારો પરિચય પણ નથી જોઇતો. જાને બાપ! જતો હોય તો—'

ચીમન હસ્યો. તેનો જવાનો વિચાર ન હતો.

'કાકા સાહેબ, આપને મ્હારે મ્હારો પરિચય કરાવવો છે. હું એક તો હઠીલો છું અને તેનો આપને પરિચય કરાવી દઉં.' એમ કહીને તેણે પાસે પડેલી ખુરસી ખેંચી લીધી અને બેઠો.

'ત્યારે તું નહીં જાય?'

'નાજી.'

'પાંડુ, જા તો પેઢી પરથી પઠાણને બોલાવી લાવ તો.'

'એ સલાહકારક નથી, તેને બરાબર મેથીપાક મળશે.'

'હું મારી જાતે તને ધક્કા મારી બહાર કાઢી મુકીશ.'

'જોઇએ તો અજમાવી જુઓ પણ આપનામાં એ તાકાત નથી. અલબત તમને હાથ અડકાવવા જેવો અવિવેક હું નહિ વાપરૂં. પણ એ લાંબી ભાંજગડમાં ઉતરવા કરતાં મ્હારી સાથે અર્ધો કલાક વાત કરતાં શી હરકત આવે છે?'

સર સાહેબ હસ્યા. આ સંજોગોમાં તેમ કર્યા સિવાય છૂટકોજ ન હતો. તેમને પોતાની જુવાની સાંભરી. જુવાનીનાં તોફાન યાદ આવ્યાં. આબાદ એવીજ હઠીલાઇ ! કૂળનો વારસો ચીમનમાં સંપૂર્ણ ઉતર્યો હતો.

'ચાલ કહેવા માંડ જે કહેવું હોય તે, તને મળવા કરતાં હજાર બીજાં જરૂરી કામો મ્હારે કરવાનાં છે માટે જે કહેવું હોય તે ટુંકામાં પતાવજે. આજે ગવર્નર સાહેબની લેવીમાં જવું છે. અને તેને લઇને ધાંધલ છે. બોલ તારે શું જોઇએ છીએ ?'

'પાંચ હજાર રૂપિઆ.'

'ખરેખર ! એટલા બધા ?'

'જી હા. અને શેઠ નારણદાસ ઉપર ભલામણપત્ર. તેઓ આપના મિત્ર હોવાની મ્હને ખબર મળી છે.'

'કારણ કાંઇ ?'

'વાત એમ છે કે મ્હારે એમની સીનેમા ફીલ્મમાં એક્ટર તરિકે કામ કરવું છે. ધંધો નવો છે ને મ્હને ખાત્રી છે કે તેમાં પડયા પછી હું ચાર્લી ચેપલીન કે ડગલાસ ફેરબેન્કસ જેવું નામ કાઢીશ.'

'વાત તો મઝાની ! સીનેમાના ઍક્ટર થવું છે ! અને તેમાં મ્હારી મદદ ! મ્હારા ભાઇ પાસેથી પછી શા શિરપાવની આશા રાખવી ? ભલા માણસ, પાછો વડોદરે જા ને અભ્યાસ ચાલુ રાખ. ઇન્ટરમાં છે ને ? બી. એ. થઇને આવજે.'

'અશક્ય !'

'કારણ કાંઇ ?'

'હજી પરમદિવસેજ મ્હારે પ્રીન્સીપાલ ક્લાર્ક સાહેબ સાથે વાત થઇ હતી. અને છેવટે એમણે જણાવ્યું હતું કે વડોદરા કૉલેજ મને વધારે વખત ભણાવી શકે એમ નથી.'

'લીલુ નાળીએર ?'

'જી હા.'

'અને આ તારી રખડેલ વૃત્તિ અને મૂર્ખાઇનું પરિણામ?'

'એમ ખરૂં તો ખરૂં.'

કાંઇપણ છૂપાવ્યા સિવાય ચીમનને વાત કરતો જોઇ સર સાહેબને તેની સાથે વધારે વાત કરવાનું મન થયું. પાણી કરતાં લોહી જાડું છે એવી ઈંગ્રેજીમાં કહેવત છે એ ન્યાયે કાંઈ વ્હાલ પણ ઉપજ્યું.

'આટલા બધા પૈસા શું કરવા જોઇએ છીએ?'

'હું કૅાલેજ છોડું તે અગાઉ મિત્રો પાસેથી લીધેલી રકમો આપવા.'

'દેવું કર્યું છે? તારો બાપ કાંઇ એટલો પૈસાપાત્ર નથી!'

'અને તેથી તો હું આપની પાસે આવ્યો છું.'

'અને હું તારી રીતભાત ને ચાલચલણથી સાવ અજાણ્યો છું!'

'અજાણ્યા? નહિજ. તમને મ્હારા વિષે રિપોર્ટ મળે છે, એ મેળવવા જેટલી તમને કાળજી છે. તમે મ્હારા સગ્ગા કાકા છો પછી અજાણ્યા કેમ કહેવાવ? વધારે કહું? મ્હારી જીંદગીનો આદર્શ તમેજ છો. તમારે પગલે હું ચાલવા માગુ છું.'

'આ રીતે? પાંચ હજાર માટે મ્હારી આવી ખુશામદ કરવાની જરૂર નથી તું ઘર ભૂલ્યો લાગે છે! હું તો તને રાતી પાઇ પણ નહિ આપું.'

'અલબત્ત, જો આપ ન આપી શકો એમ હોય તો—'

'ન આપું એવી સ્થીતિમાં છું એમ ક્યાં કહું છું? મ્હારી આપવાની ઇચ્છા નથી.'

'આપો એવી સ્થીતિમાં છો તો આપશોજ. મ્હારી ગણત્રી ભૂલ ભરેલી ભાગ્યેજ હોય છે.'

સર સાહેબ હસ્યા. તેમને વાતમાં રસ પડતો લાગ્યો.

'વાહ ! શી ગણત્રી કરી છે ? તેં કેમ જાણ્યું કે હું તને એટલી મોટી રકમ એમ આપી દઇશ ?'

'કારણ કે એ મ્હારી ગણત્રી છે સાહેબ ! એ રકમ મ્હારે મફત નથી જોઇતી. એ બદલ હું આપને એ કરતાં વધારે કિંમતનું કામ કરી આપીશ.'

સર સાહેબે અજાયબીમાં એના મ્હોં સામું જોયું.

'ધાપ મારે છે કે ?'

'બીલકુલ નહિ. મ્હને એવી ટેવ જ નથી.'

'તો પછી તું એમ કહેવા માગે છે કે તારૂં એ કામ મ્હને પાંચ હજાર કરતાં વધારે કિંમતી હશે ?'

'જરૂર.'

'એમ ? તો પછી એવું તે કયું કામ છે ?'

'સર અમથાલાલને સમાજની નજરે હલકા પાડી દેવાનું. દરેક જણ તેની મૂર્ખાઇ પર હસે એવું કાંઇક.'

સર સાહેબની નવાઇનો પાર ન રહ્યો ! જે કરવાને તેઓ અશક્ત હતા, તે આ ઉગતો જુવાન કઇ રીતે કરી શકશે ? અને ખરેખર એ કામ કરનારને તેઓ પાંચ નહિ પણ પચીસ હજાર આપવા તૈયાર હતા. એવા શત્રુને મૂર્ખ બનાવી તેની મૂર્ખાઇ પર મુંબાઇ નગરીને હસાવે એ તો એમની હથેળીમાં ચાંદ બતાવવા જેવું હતું.

'અને આ ઇરાદાથીજ તું વડોદરેથી આવ્યો ?' જરા વારે તેમણે પૂછ્યું.

'જી ના. કાલેજ હું એને મળ્યો. મ્હને એના માટે ચીઢ ચઢી છે અને તેનો એને બદલો આપવાનો મ્હેં નિશ્ચય કર્યો છે.'

'એને ક્યાં મળ્યો ?'

'હેગીંગ ગાર્ડન્સમાં'

'ઠીક. તારા જેવા જુવાન માટે એ સ્વાભાવિક છે.'

'અને સર અમથાલાલ ત્યાં હતા. એમની સાથે એમનો પેલો મિત્ર છોટુભાઇ પણ હતો. ઘણાને તેણે કાલે હેરાન કર્યા. મ્હને પણ છોટુભાઇનો ધક્કો વાગ્યો, મ્હેં એનો પૂરેપૂરો બદલો આપવાનો ત્યાંજ નિશ્ચય કર્યો.

'ઠીક થયું કે તેં કાલેજ કાંઇ ન કર્યું. એણે તને મહાપ્રસાદ આપ્યો હોત.'

'બનવા જેવું યે ખરૂં અને ન બનવા જેવુંયે ખરૂં.'

'એમ કેમ!'

ચીમન હસ્યો.

'છોટુભાઈના ગુરૂ કરતાં મ્હારા પ્રોફેસર હજાર દરજ્જે ચઢી જાય એમ છે. જે દાવ મ્હને આવડે છે તે એને નહિ જ હોય. પણ કાલે મ્હેં એ સહી લીધું એ ઠીક કર્યું. સાંભળવા મુજબ એ રીતે એ દરરોજ તોફાન કરે છે.'

'તારો કઇ રીતે કામ લવાનો વિચાર છે?'

'એ મ્હેં નક્કી કરી રાખ્યું છે અને તે કોઇને જણાવવાની ઇચ્છા નથી. મ્હારૂ લક્ષ્ય કોઇપણ રીતે સર અમથાલાલની મૂર્ખાઇ અને છોટુભાઇની નામર્દાઇ પર મુંબાઈ નગરીને હસાવવાનું છે.'

છોટુભાઇની નામર્દાઇ? એના જેવો પહેલવાન બીજો કોઇ નથી. ભલાભલાને એણે હરાવ્યા છે!'

'મ્હારા સિવાય.'

'અને તારા આ પરાક્રમથી હું ખુશી થઇશ એમ તેં કેમ માન્યું?'

'આપની આ દુશ્મનાવટની વાતની મ્હને ખબર હતી અને તેનાં નજીવાં કારણોય હું જાણતો હતો એટલે પછી આ જાતનું કાંઇપણ કામ આપને રાજી કરવાને પૂરતુ હતું.'

'વાહ! ત્યારે તો અનુમાન અને ગણત્રીમાં તું ઘણો કુશળ

લાગે છે !' સર સાહેબે હસીને કહ્યું. 'પણ તું આ પરિણામ કઇ રીતે લાવવા માગે છે તે તો જરા કહે—'

'એમ કહો કે આપને હજી વિશ્વાસ નથી આવતો.' ચીમને સર સાહેબને ટાણો મારતાં કહ્યું. 'ઠીક, વાત એમ છે કે સર અમથાલાલને કોઇ લાવણ્યવતી સુંદરી પોતાને પરણવાનો કોલ તોડવા માટે જાહેરમાં ઉધડો લઈ નાખે અને પેલા છોટુભાઇને પણ તે સ્રીની કોઈ સગી થોડો ઘણો માર ખાઇ લોકોની દીલસોજી પોતાના તરફ ખેંચી ધીરે રહી છોટુભાઇને સારી પેઠે આદાપાક ખવાડે તો ? આમ થાય તો બેઉની રેવડી દાણા દાણ થઈ જાય ને છાપાંઓ તથા લોકોને એઉની મૂર્ખાઇ અને નામદાઇ પર હસવું આવ્યા સિવાય નજ રહે.'

'પણ એવી કોઇ સ્રીને તું ઓળખે છે ?'

'હું ધારૂં છું કે એ બધી ગોઠવણ હું કરી શકીશ.'

'વાહ ! એવું જો કાંઇક થાય તો પછી પૂછવું જ શું ? પણ એના પરિણામની આગળથી પાંચ હજાર જેટલી કિંમત—

'શું ? આપ ત્યાં જાતેજ હાજર રહીને આંકજોને.'

'જો એમાં હું બરાબર ફસીશ.'

'મારવાડી થજોને ! કોણ ના કહે છે ? મહીનાઓ સુધી સર અમથાલાલને મોંઢું બતાવવું ભારે થઇ પડશે ! પણ તે સો પછી થઇ રહેશે. આપને આપવા જેવી સૂચનાઓ પહેલાં આપી લઉં.'

'મ્હને ? શી વાત કરે છે ? મ્હારે એ કામમાં કાંઇજ ભાગ લેવો નથી.'

'કેમ ભૂલી જાવ છો ! કિંમત તમારે આંકવાની છે એટલે તે પ્રસંગે હાજર તો રહેવું જ જોઇશેને !'

'પણ હું કાંઇ જ ભાગ નહિ લઉં.'

'તે હું ક્યાં કહું છું ! આપ ઠંડે કલેજે બધું જોયા કરજો.'

'ભલે. ચાલ બોલી નાખ તારી સુરીઆણી સૂચનાઓ.'

'આપે આજે સાંજના હેંગીંગ ગાર્ડન્સમાં આવવું અને જ્યાં એંડ છે ત્યાં આગળ પડેલા બાંકડાઓમાંના એકાદ પર બેસવું, ને જે થાય તે ધ્યાન દઈને જોવું.'

'ભલે એમ કરવાને મ્હને હરકત નથી. તારા ફળદ્રુપ ભેજા માટે મ્હારે હવે વિચાર ફેરવવો પડશે.'

'મ્હેં તો કહ્યું જ હતું કે પરિચય વધ્યે માણસ ઓળખાય.'

*

'શેઠજી સાહેબ, મ્હારી શીરીનને આપેલું વચન કાંય ભૂલી જાઓ છ! એને કાંય નિરાશ કરોછ! એને રખરાવો ના—'

એક પારસી પ્રૌઢ યુવતિ સર અમથાલાલને હેંગીંગ ગાર્ડન્સમાં પગે પડી વિનવતી હતી. તેનાથી થોડે દૂર એક સૌંદર્યવતી પારસી કુમારિકા ઉભી હતી. એનું સૌંદર્ય બેનમુન હતું.

સર અમથાલાલ અને તેના સાગ્રીત છોટુભાઇથી ઘણાએ માણસો કંટાળેલા હતા એટલે આ દેખાવ જોઇ ધીરે ધીરે લોકો એકઠા થવા લાગ્યા. મુંબાઇની પચરંગી પ્રજાની એ એક ખાસીયત છે કે જરા જેવું જોવા જાણવાનું હોય તો એકદમ અનેક માણસ એકઠાં થઈ જાય! કોઇ મીસ્તર પોતાની પ્રિયતમાને લઇ ફરવા ગયા હોય ને તેમનાં પત્નીના ચંપલ કે બૂટ નીચે કેળાનું છોડુ આવતાં ખબાય નમ: કરી પડી જાય ને પેલા ભાઇ તેને ઉઠાડવા હજી પુરો હાથેય ન લંબાવે ત્યાં તો ચારે બાજુથી પાંચ પચીસ જણ દોડી આંવે ને તેને મદદ કરે ને હજાર પ્રકારની શીખામણ આપે! 'મ્હારા સાહેબ, એમ આટલુંયે નથી સંભાળી શકતા તો પછી શું કરવાના?' 'ઘેરમાં કાંઇ ટંટો ફીસાદ થઇ હોસે બાવા!' 'જોવની, આય લોક હજી સુધરીયા નહિ. ચાલતાં બી નહિ આવરે!' વિગેરે અનેક પ્રકારનાં વાકયો અનેક જણ બોલશે.

સર અમથાલાલ રોજના નિયમ મુજબ ગાર્ડન્સમાં ફરવા

આવ્યા હતા અને એમની સાથે છોટુભાઇ ન હોય એ તદ્દન અ-સંભવિત હતું.

સર સાહેબનો આ રકાસ જોઇ લોકો એ બાજુ જોવા લાગ્યા, એટલે એમને ખુબ ચીઢ ચઢી. એમણે ચાલ્યા જવાનો પ્રયત્ન કર્યો પણ પેલી બાઇએ કરગરીને તેમને પગે પોતાના બે હાથ મુકી કહ્યું:

'દયા કરો, શેઠીયા દયા કરો! એમ હ્રદય હીણા ના થાવ. એ બિચારીને તમે શી શી આશાઓ આપી ને હવે હડહડતો દગો ના કરો. તમારા પેલા કોઇ છોટુભાઇ કરીને છે તેની સલાહ ન માનો ને એને પરણી જાવ. દયા કરો.'

એમ કહીને તે પેલી અબળા તરફ ફરી.

'દૂર થાવ બાઇ, હું તમને ઓળખતો નથી. ચાલો, રસ્તો છોડો. આ શો ભવાડો!'

'શીરીન, આમ આવ, કાંય બોલતી નથી. એમણેજ તને શું કહેલું? ને આજે શું બોલે છ!'

'કાં ખાલી હેરાન કરો છો? તમારી શીરીન કે શીરીનના બાપા દાદાને બી મેં નથી જોયાં.'

'સદંતર જુઠુ! અરે બાપરે! આવા જુઠ્ઠાં બોહતાંન અમારા પર કાંય મુકોચ!' ધીરે ધીરે તેણે પોતાનો કરૂણાજનક સ્વર મોટો કરીને કહ્યું: 'તમે તેણીને મલીયા, વચન આપીયું અને હવે સદંતર કાંય ફરી જાઓછ?'

સર સાહેબે છોટુભાઈ સામે જોયું તેણે આગળ આવી એ બાઇનું પાંગોઠુ પકડીને એક બાજુએ ખસેડવાનું કર્યું, ત્યાં તો પેલી સ્ત્રીઓએ જોરથી રડારોળ શરૂ કરી. આજુબાજુ ઘણા માણસો એકઠા થઇ ગયા હતા. મૂળથીજ છોટુભાઇ માટે લોકોને ઘણો અણગમો હતો અને તેના આ કામથી તેમનો પીત્તો ઉકળ્યો. હેંગીંગ ગાર્ડન્સ જેવી સભ્ય માણુસોને ફરવા જવાની જગ્યામાં પારસી

કુટુંબની જુવાન આબરૂદાર સ્ત્રીઓ પર હાથ ઉઠાવવો એતે કાંઇ નાની સુની વાત છે!

'ચાલો બાજુ હટો' અને જેવું તેણે એ બાઇને ખસેડવાનું કર્યું તેવુંજ એ બાઇએ ખુબ હોંસા તોંસી કરી એટલે છોટુભાઇનો પણ મિજાજ ગયો. તેજ મિજાજનો માણુસ જ્યારે પોતાના મગજનો કાબુ છોડી દે છે ત્યારે આડુ અવળું કાંઇ જોતો નથી. તેણે હાથ ઉગામ્યો અને પેલી બાઇને એક લગાવી દીધી.

પછી પૂછવુંજ શું? બેઉ જણીઓએ લોકોની દયા યાચી, અને બૂમાબૂમ કરી મુકી. ધીરે રહીને પેલી બાઇએ ઉઠીને છોટુ-ભાઇને એક લગાવી દીધી અને પછી બેઉ વચ્ચે સાઠમારી જામી. છોટુભાઈના દાવ ચુકાવી એવી તો કુશળતાથી તે બાઇએ ફટકા લગાવવા માંડયા કે તે મારતો તે કરતાં અતિશય વધારે માર તેને પડવા માંડયો. એવામાં પગમાં આંટી આવી એટલે એ પડયો. સર સાહેબનામાં ઝાઝી તાકાત નહતી. છોટુભાઇના ઉપર તેમનો સઘળો આધાર હતો. એ પડયો એટલે લોકો પણ પોતાના આ નામચીન દુશ્મનને પાટુ મારવા તૈયાર થઇ ગયા. લઢાઈ વધી અને ધીરે ધીરે ઘણા માણુસોએ તેમાં ભાગ લીધો. છોટુભાઇ ઉભો થઈ શકે તે પહેલાં એને પુષ્કળ માર પડયો.

જ્યાં અનેક માણુસો મારવા ઉઠે ત્યાં એક જણ શું કરી શકે? એને ઘણી જગ્યાએ ઢીમાં થયાં, લોહી નીકળ્યું અને કપડાં ફાટયાં. સર સાહેબ તો આ બધું જોઇને આભાજ થઇ ગયા. તેમને પણ થોડા ઘણા છાંટા ઉડયા સિવાય ન રહ્યા.

પેલી બાઇઓ તો કોણ જાણે કયાંય ઉપડી ગઇ હતી.

સર નથુભાઈ આ કિસ્સો બાંકડા પર બેઠા બેઠા જોતા હતા. પંદર મિનિટમાં તે ખલાસ થઇ ગયો ને પરિણામ એ આવ્યું કે માર ખાઇ ખાઇને છોટુભાઇ અધમુઓ થઇ ગયો, અનેક માણુસોને થોડું ઘણું વાગ્યું, કેટલીયે લાકડીયો ને છત્રીઓના કકડા થઇ

ગયા, તથા સર સાહેબની આબરૂના ભુક્કા ઉડી ગયા, તે ઉપરાંત એમને પણ થોડું ઘણું વાગ્યું હતું. સૌ કોઇ એમની ને એમની શીરીનની વાત કરતું ને હસતું હતું.

સર નથુભાઇ પોતાની ગાડીમાં આવીને જ્યારે બેઠા ત્યારે બે જણને જોઇને એમને નવાઇ લાગી.

એ બેમાંનો એક ચીમન હતો અને એણે પારસીશાઇ રેશમી સાડી વિગેરે પહેર્યું હતું.

'હત્ લુચ્ચા!' કહીને સર સાહેબે તેને લાડથી બોલાવ્યો.

'તુંજ હતો કે!'

'કાકા સાહેબ, આપને મ્હારા કોલેજનાસાથી મી. દેસાઇનું ઓળખાણુ કરાવવું જોઇએ. તમે એને ઓળખ્યોને—'

'સર અમથાલાલની શીરીન!'

બીજે દીવસે સર અમથાલાલની શીરીનની તથા છોટુભાઇએ પારસી યુવતીઓ સાથે ચલાવેલી નફટાઇને લીધે તેને તેમણે બહાદુરીથી મારેલા મારની વાતથી બધાંયે છાપાં ચીકાર હતાં. મોટા કાળા અક્ષરનાં હેડીંગ અને પોસ્ટરોથી આખીએ મુંબાઇએ એ પરાક્રમ જાણ્યું.

સર અમથાલાલના આ પરાક્રમથી પારસી છાપાં તો એટલાં છેડાઇ પડયાં કે તેમાં જુદ્દીન લમ્મો વિષે અને આવા કોરગા (!) વિષે મહિનાના મહિના સુધી લખાણો આવવાં ચાલુ રહ્યાં.

અને સર નથુભાઇએ તો પોતાનો અભિપ્રાય ફેરવીને રખડેલ (!) ચીમનને તેના કહેવા કરતાંયે વિશેષ મદદ આપી એ કહેવાની જરૂર છે!

*

# પરિવર્તન

સારાયે ગામમાં પ્રેમજીશેઠનું કુટુંબ ઘણું જ આબરૂદાર ગણાતું. ગામમાં સૌ કોઇને એમનો ખપ પડતો. એમની પાસે ચાર પૈસાનો જીવ હતો. ગામનો પટેલ પણ એમની સલાહ લેતો.

શેઠના મરી ગયા પછી હરકોર શેઠાણીએ કુટુંબની આબરૂ જાળવી રાખી હતી. એમનો એકનો એક દિકરો છગન ગુજરાતી છ ચોપડી ભણી રહ્યો એટલે એને નિશાળેથી ઉઠાડીને એમણે કામ ધંધામાં નાખી દીધો હતો. એમના ધંધામાં હજારોની ઉથલપાથલ કરવાની ન હતી પણ પાસેના કસ્બામાંથી અનાજ પાણી તથા ગાંધીઆટુ લાવીને પરચુરણ વેચવાથી અને ફસલમાં પાકતાં અનાજ,

કપાસ કે ઘી લઇને વેચવાથી રોટલા ભેગું મળી રહેતું અને બે પૈસા બચતા પણ ખરા.

એમના કુટુંબના મોભા પ્રમાણે સારે ઠેકાણે છગનશેઠનાં લગ્ન થયાં.

પરસન શેઠાણી સાસરે આવતી જતી થઇ ત્યારથી એણે પોતાના તરફ સૌનાં દિલ જીતી લીધાં હતાં. એનાપર હુરકોર ડોશીના ચારે હાથ હતા. એ એકાદ બે ચોપડી ભણી હતી પણ એનામાં કામની આવડત અને ઉકેલ ઠીક હતાં એટલે સાસુનો પડયો બોલ ઉપાડતી અને રાજી રાજી રાખતી. કામ કર્યું એટલે કામણ કર્યું એ ન્યાયે એનાપર હુરકોર ડોશી પ્રસન્ન રહે એમાં નવાઇ ન હતી.

પરસન શેઠાણી આખા ગામમાં સૌથી વધારે ફેશનેબલ ગણાતાં. એમની ફેશન કાપડાને ઠેકાણે ચોળી પહેરવામાં અને કપડાંની ટાપ ટીપ રાખવામાં પુરી થતી હતી પણ જ્યાં કૈં ન હોય ત્યાં એટલુંયે ઓછું ન હતું. એનું અનુકરણ કરીને એના જેટલી ઉમ્મરની સ્ત્રીઓ પણ હવે ચોળીઓ પહેરવા લાગી હતી. પટેલના દિકરાની વહુએ પણ એનું જોઇને ટાપટીપ વધારી હતી.

રસોઇ કરવામાં પણ પરસન પાવરધી હતી. ઉનાળામાં એનાપર કામનો બોજો વધી પડતો. કોઇને પુરણપોળી કરતાં શિખવવાનું હોય અથવા કોઇને કેરીનો છુંદો કરી આપવાનો હોય! એને મુરબ્બો બનાવતાં પણ આવડતો હતો અને એ બનાવનાર પણ બે ચાર જણ હતાં.

×

ઉનાળાની રજાઓમાં છગનશેઠને ઘેર એમના મામાનો દિકરો મણિલાલ પોતાંના મિત્ર હરિલાલ સાથે થોડા દિવસ રહેવા આવ્યો. એ બેઉ જણ વડોદરા કૉલેજમાં ભણતા હતા. મણિલાલ શાંત પ્રકૃતિનો બુદ્ધિશાળી જુવાન હતો. હરિલાલ જરા ઉચ્છૃંખલ હતો અને કૉલેજના વાતાવરણે એની ઉચ્છૃંખલતાને પોષી હતી.

એ બેઉ જણ આવ્યા પછી પરસનને મન નવી દુનિયા ઉઘડી હતી. એણે હજી શહેર જોયું ન હતું. વડોદરાના પ્રમાણમાં પોતે સાવ ગામડીયણ હતી અને મ્હેમાનની નજરમાં પોતે એવી જ જણાતી હશે એમ એને લાગ્યું. એને વડોદરા જોવાના કોડ જાગ્યા.

મણિલાલ સાથે એણે પેટ ભરીને વાતો કરી. વડોદરાનું જીવન, વડોદરાનું વાતાવરણ અને એના જેવડી વડોદરાની સ્ત્રીઓની ફેશન એ, એ વાતોના વિષય હતા.

મણિલાલ કરતાં એની નજરમાં હરિલાલ વધારે વસ્યો હતો. એનો ફેશનેબલ દેખાવ, બોલવાની ફક્કડ છટા અને કપડાં તથા વાળની ટાપટીપ એને લોભાવવાને બસ હતાં. એણે છગનશેઠને હરિલાલ સાથે મનમાં ને મનમાં સરખાવી જોયા. એ સરખામણીમાં છગનશેઠ સાવ બોથડ જેવા જણાયા !

પરસન ગામડામાં ઉછરી હતી, એને સાધારણ સંસ્કાર મળ્યા હતા, પતિને પરમેશ્વર માનવો એવું એને સમજાવવામાં આવ્યું હતું, પણ યૌવનસુલભ ઉચ્છૃંખલતા એમનામાં યે હતી અને એનું હૈયું કોઇ કોઇ વાર એ ચળાવી નાખતી.

બધા જમવા બેસતા ત્યારે એ હરિલાલ પર ખાસ નજર રાખતી. એને ધ્યાન દઇને પીરસતી અને કૈં કૈં મિષે એની સાથે બોલવાના પ્રસંગ શોધી કાઢતી.

ઉનાળાની રજાઓ પુરી થાય તે પહેલાં મહેમાનોને જવાનું થયું પણ પરસનનું હૈયું એ વાતથી નારાજ થયું. એના દિલમાં કૈં કૈં કોડ જાગ્યા હતા.

હરિલાલ પણ જરા ઉદાસ થયો હતો. એને પરસનનો સહવાસ ગમી ગયો હતો એટલે કોલેજનાં શુષ્ક વાતાવરણમાં જતાં એનું દિલ કચવાયું.

×

બ્રહ્માએ સૃષ્ટિ સરજી પણ ધીરે ધીરે પૃથ્વીનો ભાર વધી જવાથી એનો સંહાર કરવાનું કામ શિવજીને સોંપાયું. શિવજીને ભાંગ ઘણીજ પ્રિય છે એ જાણીતી વાત છે. ભાંગના ઘેનમાંથી જ્યારે જાગે ત્યારે એ પોતાનું કામ એવડા જોસથી કરે છે અને સૃષ્ટિમાં સંહારનાં હથીઆર કાળો કેર વર્તાવી મુકે છે.

છગનશેઠ ભરજુવાનીમાં કોલેરામાં પટકાઇ પડયા. નાના સરખા ગામમાંથી ચાળીસ પીસ્તાળીસ માણસો ઉપડી ગયાં હતાં. એકે એક ઘરમાંથી એક નહિ તો બીજું એના સપાટામાં આવી ગયું હતું. બે દિવસની માંદગી ભોગવીને છગનશેઠ એના ભોગ થઇ પડયા.

બિચારી પરસન વીસ વરસે વિધવા થઇ ! એના જીવનની લ્હાણુ અધુરીજ રહી, મનના મનોરથ મનમાંજ રહી ગયા.

હરકોર ડોશીની જીંદગી ખારી થઈ ગઇ ! દિકરો અપુત્ર મરણ પામ્યો અને પોતાને સાપના ભારા જેવી જુવાન વહુ સાચવવાની આવી તેથી એમની ચિંતાનો પાર ન રહ્યો. દિકરાને બદલે પોતાને મોતે ઝડપી લીધી હોત તો સારૂં થાત એમ એ અનેક જણને મોઢે ચોધાર આંસુ સાથે કહી ચૂક્યાં હતાં પણ થવા કાળ આગળ આપણો કંઇ ઉપાય નથી એમ કહીને સૌ કોઇ દિલાસો આપતું હતું.

છગનશેઠના આકાળ મૃત્યુના સમાચાર મણિલાલ મારફત હરિલાલને મળ્યા હતા. એને પરસન શેઠાણી માટે સમભાવ હતો. એના પર પડેલી આફતને લીધે એને લાગી આવ્યું.

એવામાં નાતાલની રજાઓ પડી. હરિલાલના કાકાનો દિકરો એ જ ગામમાં તલાટી નિમાયો હતો એટલે પરસનને મળવાના વિચારે હરિલાલ એને ત્યાં ગયો.

વખત જોઇને એ હરકોર ડોશીને દિલાસો આપવા ગયો. હરકોર ડોશીએ એની પાસે દિલ ખોલીને વાત કરી અને પોતાનું દુ:ખ ગાયું. હરિલાલે એમને દિલાસો દીધો અને પરમેશ્વર પાસે આપણો

કોઇ ઉપાય કામ આવે એમ નથી એટલે એમણે આપ્યું તે એમણે જ પાછું લઇ લીધું એમ કહી મન વાળવા સમજાવ્યાં.

પછી એ પરસનની ખબર કાઢવા ગયો. પરસનપર દુઃખના ડુંગર તુટી પડયા હતા. એ બિચારી સુકાઇ ગઇ હતી.

વાતમાં ને વાતમાં એ કાંઇક વધારે બોલી ગયો. હૈયે હતું તે હોઠે આવી ગયું. ઘોર અંધકારમય વાદળમાં પરસનને આશાની વિજળી ચમકતી જણાઈ. ઘડીવાર તો એને એ વિચાર પાપમય લાગ્યો એના શરીરે કમકમાં આવ્યાં પણ જીવનનું ઉજળું પાનું જોઇને એની આંખ અંજાઈ.

એને માટે હરિલાલ ભોગ આપવા તૈયાર થયો હતો. એ આવવા રાજી હોય તો એને લઇને હરિલાલ મુંબાઈ જવા તૈયાર હતો.

વડોદરા જોવા પોતે ઝંખી રહી હતી ત્યાં તો મુંબાઇમાં મ્હાલવાનાં નોતરાં આવ્યાં ! એનું હૈયું થનગની ઉઠયું.

એણે હા પડી. હરિલાલ સાથે નાસી જવા એ તૈયાર થઇ. મેણાંટોણાં ખાઇને, ગદ્ધા વૈતરૂં કરીને પેટ ભરતી વિધવાઓ એણે જોઇ હતી. હરકોર ડોશી ન હોય તો એનું કોણ ? આખી જીંદગી શી રીતે વિતાવવી ? એ વિચારે એ ખિન્ન થઇ ગઇ હતી એટલે એને એ પગલું ભરવામાં નાનમ ન લાગી. બીજું શું ? આ ગામમાં નહિ આવીએ એટલુંજ ને ? એમ કરીને એણે મન વાળ્યું.

બેઉ જણે નક્કી કર્યું કે અમુક દિવસે જવું.

પાછલી રાતે ભરભાંખે ઉઠીને દિશા જવાને બહાને પરસન બહાર નીકળી. એણે પોતાની સાથે બેએક હજારના દાગીના લીધા હતા.

ગામને સિમાડે હરિલાલ મળ્યો.

બેઉ જણે સાથે, મોટે પગલે આઠેક ગાઉ ચાલી નાખ્યું અને રેલ્વે સ્ટેશને જઇ સવારના દસની ફાસ્ટમાં મુંબાઇનો રસ્તો લીધો.

દિકરો મરી ગયો અને વહુ નાસી ગઇ ને નાક કપાઇ ગયું એ

ઉપરથી હુરકોર ડોશીને દુનીઆપર અભાવ આવ્યો. હાયનાં માર્યાં એ પટકાઇ પડયાં તે ઉઠવા પામ્યાં જ નહિ.

×

મણિલાલ બી. એ. પાસ થઇને એડવોકેટ થવા મુંબાઇમાં આવ્યો હતો. વિલાયત જઇને બૅરિસ્ટર થવા જેટલી એની ગુંજાસ ન હતી. ત્યાં જઇ ને ખાવા પીવામાં સ્હેલાણી થઇ લહેર કરી બૅરિસ્ટર થઇ આવવા કરતાં પુષ્કળ મહેનત કરી અહીંઆં પરીક્ષા આપી ઍડવોકેટ થવાનુ એને વધારે સારૂં લાગતું હતું. એ રીતે કરેલી મહેનતનો પ્રેકટીસ વખતે સારો બદલો મળી રહેતો એણે જોયો હતો. હમણાં તો એણે એક સોલીસિટરની ઑફિસમાં નોકરી લઇ લીધી હતી અને એલ. એલ. બી. ની ટર્મ ભરવી શરૂ કરી હતી.

મુંબઇમાં રહીને લોજ કે વીશીનું ખાઇને શરીર બગાડવાનુ એને પસંદ ન હતું, એટલે એણે ગુલાબને બોલાવી લીધી હતી. એના સહવાસે ગુલાબ સંસ્કારી બની હતી અને શાળા છોડયા પછી અભરાઇ પર મુકી દેવાતો અભ્યાસ એણે ચાલુ રાખ્યો હતો.

સૅન્ડહર્સ્ટ રોડપર એક નાના સરખા ફ્લૅટમાં એ રહેતાં હતાં. પોતાનો પગાર અને મીલકતની આવક એ બેમાંથી એમનુ ગુજરાન સારી રીતે ચાલતું હતું.

મણિલાલને હરિલાલના પરાક્રમની ખબર પડી હતી. એ સાંભળીને એનો જીવ કપાઇ ગયો હતો અને એનો પત્તો મેળવવાનો પ્રયત્ન કરતો હતો. હરિલાલ ક્યાં ગયો તેની કોઇને ખબર પડી ન હતી.

એક દિવસ ગુલાબ એની બ્હેનપણી સરલાને ત્યાં ગઇ હતી. વાત વાતમાં બાજુના માળામાં એક વિચિત્ર જોડું રહેવા આવ્યાની એને ખબર મળી. એણે મણિલાલને વાત કરી. મણિલાલે તપાસ કરવાનો વિચાર કર્યો.

ધીરેધીરે એણે તપાસ શરૂ કરી. પેલા માણુસનું વર્ણન એને

હરિલાલ જેવું લાગ્યું. બીજે દિવસે એ ત્યાં ગયો. એણે પરસનને જોઈ અને ઓળખી.

એને જોઇને પરસન રડી પડી, એણે આખી રાત રડી રડીને વિતાવી હતી.

મુંબાઇ આવ્યા પછી એને માથે વિતવામાં બાકી રહી ન હતી. હરિલાલે એને દગો દીધો હતો. બેઉ જણ વચ્ચે ઘરેણાં બાબત તકરાર થયા કરતી હતી. છેવટે કાલે સાંજેજ ઘરેણાં લઇને હરિલાલ ચાલ્યો ગયો હતો.

ખરે અણીને વખતે મણિલાલ ત્યાં જઇ પહોંચ્યો હતો. પરસને એને બધી વાત ચોધાર આંસુ સાથે કહી. એણે હરિલાલને આટલો બધો હરામખોર ધાર્યો ન હતો ! પરસને એનાં બીજાં પણ અપલક્ષણ બતાવ્યાં ત્યારે તો એ ચકિત થઇ ગયો. હરિલાલને દારૂ તથા જુગારનો પણ શોખ હતો !

એણે પરસનને ધીરજ આપી અને પોતાને ત્યાં લઇ ગયો.

ગુલાબે પણ પરસનને દિલાસો દીધો. એની ભુલ બેઉજણે મોટા મનથી માફ કરી.

હરકોર ડોશી પોતાને પાપે મરણ પામ્યાં એ સાંભળી પરસનનું હૈયું વલોવાઇ ગયું. એને પોતાના જીવતરપર તિરસ્કાર આવ્યો. આવી રીતે જીવવા કરતાં આપઘાત કરીને મરી જવાના એને વિચાર આવ્યા પણ ગુલાબ અને મણિલાલના એના પ્રત્યેના સદ્દભાવથી એ એવું પગલું લેતાં અટકી.

હવે પરસને શું કરવું ? એને ક્યાં રાખવી ? એના ભરણપોષણ માટે શું કરવું ? એ વિચાર મણિલાલને આવ્યા.

પરસન જુવાન હતી. હજી એની ગદ્દાપચિસી પુરી થઇ ન હતી એટલે ગામડામાં એકલી પણ રહેવા ન દેવાય, સાથે રાખવામાં સમાજ કૈં કૈં વાતો કરે તેનો ભય, તેમજ પોતે એના ગુજરાન માટે કૈં પ્રબંધ કરે પણ પોતાને કૈં અકસ્માત થાય તો એનું શું ?

આ બધા વિચારો કરીને એણે પરસનને ભણાવવાનો વિચાર કર્યો અને ગુલાબને જણાવ્યો. ગુલાબે પરસનને વાત કરી. એણે હા પાડી. એટલે એમણે એને વનિતા વિશ્રામમાં રાખી.

ત્યાં રહીને એ ૭ ચોપડી પુરી કરી ટ્રેનિંગ કૉલેજમાં ગઇ અને એ વર્ષે સીનીયર થઇ.

કેળવણીની સાથે એનામાં સંસ્કાર આવ્યા. એના વિચાર સુધર્યા અને ગામડીયણ પરસન મટી જઇને પ્રસન્નગૌરી થઇ !

×

માહાત્મા ગાંધીજીએ સત્યાગ્રહની શરૂઆત કરી એ વાત હજી તાજીજ છે. એના પરિણામે મીઠાની લડત જોસભેર શરૂ થઇ ગઇ. મુંબાઇએ પોતાનું પાણી બતાવ્યું. વડાલાની નામચીન ધાડો પડી.

ચોમાસું આવ્યું એટલે મુંબઇની 'વૉરકાઉન્સીલે' બ્રિટિશ માલના બહિષ્કારની, દારૂ તથા તાડીનાં પીઠાંની ચોકીની તથા કાયદાભંગની વિવિધ પ્રવૃતિઓ આદરી દીધી.

પીકેટિંગ માટે આ વખતે પુરૂષ વોલંટીઅરો કરતાં સ્ત્રી સેવિકાઓ સારૂં કામ કરી શકશે એમ મહાત્માજીએ ઠરાવ્યું કે તરતજ મુંબાઇમાં સેવિકાઓ માટે જાહેર માગણી થઇ.

પ્રસન્નગૌરીએ કૉલેજનું છેલ્લું વર્ષ છોડી દઇને આ લડતમાં ઝંપલાવ્યું. પોતે સેવિકા તરિકે દાખલ થઈ.

જુલાઇની આખરે તાડીનાં પીઠા પરનું પીકેટિંગ સખત રીતે ચાલતું હતું સરકાર અને તાડીનાં પીઠાંવાળાને ભાવ બાબત વાંધો પડયો હતો. ટાઉનહૉલપર પણ મજબુત પીકેટિંગ હતું એટલે બબ્બે વખત લીલાંઉનાં ફારસ ભજવાયાં હતાં !

પહેલી અગસ્ટથી લાઇસન્સ ખલાસ થતાં હતાં એટલે છેલ્લા દિવસોમાં કમાઇ લેવાનો પીઠાંવાળા મનસુબો રાખે ત્યાં તો પીકેટિંગ મજબુત થવા લાગ્યું.

ફોરાસરોડપર તાડીનાં બે ત્રણ પીઠાં હતાં. એ લતાની આજુ-બાજુની વસ્તી ઘણી હલકી છે. પોતાના શરીર અને યૌવનનો વેપાર કરતી સ્ત્રીઓની વચ્ચે આબરૂદાર યુવતીઓને આખો દિવસ ઉભાં રહી પીકેટિંગ કરતાં અણગમો ઉપજે એવો એ લતો છે.

પ્રસન્નગૌરીને આ અઠવાડીઆમાં એ લતાના એક પીઠાંપર પીકેટિંગ કરવાનું હતું. એની સાથે માલતીબાઇ કરીને બીજી એક સેવિકા હતી. બન્ને જણ વિના સંકોચે પોતાની ફરજ બજાવતાં હતાં.

×

દાદરને છેલ્લે પગથીએથી પડનાર એકાએક નીચે પડી જાય છે. વચ્ચે અટકી જવાના સંજોગ બહુજ ઓછા હોય છે.

હરિલાલે એક ભૂલ કરી. એ પરસનને નસાડી લાવ્યો. એનાં ઘરેણાં જોઈ એનો જીવ કાબુમાં ન રહ્યો. દારૂએ એને દિવાનો બનાવ્યો. જુગારમાં એ પૈસા હારી ગયો એટલે એને બળજબરીએ પણ પરસનનાં ઘરેણાં લઇ જવાં પડયાં.

અધમ સંગતિએ પુરો ભાવ ભજવ્યો. એવાજ સાથીઓની સોબતમાં એ આફ્રિકા ચાલ્યો ગયો. ત્યાં પણ એ ભગવાન એના એ! એક જણનાં ચૅકનાં નાણાં ઉચાપત કરવાથી એનાપર ફોજદારી થઇ અને એ બે વરસ ટીપાઇ ગયો.

કેદમાંથી નીકળ્યો તોયે એ સુધર્યો નહિ.

છેવટે એ હિંદુસ્થાન આવવા નીકળ્યો.

સ્ટીમરમાં એને સીરંગો સાથે દોસ્તી થઇ. એ રઝળતા રામો સાથે એ હળી ગયો. સ્ટીમર મુંબાઇ આવી એટલે એ બે એક સીરંગ સાથે લટાર મારવા નીકળી પડયો.

એના સાથીદારો ગદ્ધાવૈતરું કરતા, તેનો થાક ઉતારવા છાંટો પાણી લેતા અને સ્ટીમર બે ચાર દિવસ રોકાય ત્યાં બહાર જઇને સહેલ કરી આવતા.

ત્રણે જણ સાંજના વખતે ફોરાસરોડપર નીકળ્યા. આજુબાજુ બારીઓમાં દર્શન કરતા ચાલ્યા.

એવામાં દૂરથી હરિલાલની નજર તાડીનાં પીઠાંપર કેસરી સાડી પહેરી પીકેટિંગ કરતી પરસન પર પડી. એને જોઇને એના પગ થંભી ગયા. એનું મગજ બહેર મારી ગયું. પોતે એને કેવી સ્થિતિમાં છોડી હતી તે યાદ આવ્યું. એ આટલી ઉચ્ચ દશાએ પહોંચી અને પોતે હજી કીચડમાં ફસ્યો પડયો હતો એ વિચાર આવતાં એ કંપી ઉઠયો. એનો આત્મા જાગ્યો. કજરાઇ ગયેલા અગ્નિને પવનનો સપાટો લાગે ને ચમકી ઉઠે તેમ એ ચમકી ઉઠયો.

એ એકદમ દોડયો અને પરસનને પગે પડયો. એને જોઇને પરસન પણ આભી જ બની ગઇ. એનામાં થયેલું પરિવર્તન એણે જોયું.

'કોણ હરિલાલ!' એ બોલી.

બેઉની આંખ મળી. એકની આંખમાં અમી ભર્યું હતું. બીજાની આંખ પૃથ્વી માર્ગ આપે તો સમાઈ જવા તૈયાર છું એમ કહેતી હતી.

'એઈ વિકટોરિયા—' કરીને પ્રસન્નગૌરીએ વિકટોરિયા બોલાવી અને હરિલાલને પોતાની સાથે લઈ લીધો.

એ જોઇને માલતીબાઇને નવાઈ લાગી, પણ વખત થઇ ગયો હતો એટલે એણે મુંગે મોઢે એને જવા દીધી.

હરિલાલના સાથીદારો પોતાના સાથીએ આ અજબ બિલ્લું ઉપાડયું જોઇને એની ચાલાકીપર આફ્રિન થઈ ગયા.

આજુબાજુની સ્ત્રીઓને લાગ્યું કે 'ઉડે ન તોય ઠેકવા શિખે વસી વિહંગમાં,' એમ એને પણ એમનો ચેપ લાગ્યો કે શું!

*

પ્રસન્નગૌરી એને મણિલાલ પાસે લઈ ગઈ. મણિલાલને જોઇ હરિલાલ રડી પડયો.

સૌએ એને માફી આપી.

હરિલાલ કોંગ્રેસના વોલંટિઅરોમાં જોડાઇ ગયો. તિલક સંવત્સરીના સરઘસમાં એ પાંચ સાત લાઠી ખાઈ આવ્યો.

હમણાં એને વોલંટિઅરકોરના વાઇસ કેપ્ટનની જગા આપવામાં આપી છે.

*

# રૂખી

એક હતો રાજા. શિક્ષણપ્રચાર એ એનો શોખનો વિષય હતો. પછાત કોમો અને અંત્યજોને આંગણે જ્ઞાનગંગા વહેવરાવવાના એને કોડ હતા. એને માટે એણે પુષ્કળ પૈસા ખર્ચ્યા હતા.

એને પ્રતાપે ઢેડ ભંગી જેવી પછાત કોમો પણ બે અક્ષર જાણતી થઈ હતી. એના રાજ્યની હદમાં પરહદ કરતાં પંદરગણો શિક્ષણનો ફેલાવો હતો એ આનંદની વાત હતી.

પણ જ્ઞાનના પાતળા પડદા પાછળ કાળજૂના સંસ્કારનો અંધારપછેડો દેખાતો હતો. પરંપરાગત સંસ્કાર અને રૂઢીનાં બંધન હજી જેમનાં તેમ હતાં.

પ્રજાની વાચાળતા વધી હતી અને એમાં પણ ભાષાની ભભક, જ્ઞાનની છાંટ અને સદ્વિચારની ફોરમ દેખાઇ આવતાં હતાં. એટલી એ પ્રજાની પ્રગતિ હતી.

ટીહલાને એ રાજ્યમાં જીવવાનું ભાગ્ય પ્રાપ્ત થયું હતું. એ કૈંક ભણ્યો હતો, પણ એના જૂના સંસ્કાર બળવાન હતા. એણે ગુન્હો કર્યો અને એ ગુન્હાની સજા થઈ.

ચોરી કરવા કરતાં ખીસ્સુ કાતરવું એ કદાચ નાનો ગુન્હો હશે પણ એ બન્ને માટે એ રાજ્યમાં ફાંસીની સજા હતી. ટીહલો કરગર્યો પણ કાયદાને દયા ક્યાં હોય છે?

એના સદ્ભાગ્યે ફાંસી દેનારો હમણાં જ મરી ગયો હતો; એટલે એ જો તેની જગ્યા સંભાળે તો એની સજા માફ કરવામાં આવે એવું એને કહેવામાં આવ્યું.

કોઈ પણ ઉપાયે જીવ બચતો હોય તો એના જેવું રૂડું શું? ટીહલે પોતાનો જીવ બચાવ્યો.

અને તે દિવસથી એ રાજ્યનો વફાદાર નોકર બન્યો. ફાંસી દેવામાં એ પાવરધો બની ગયો. દરેક ફાંસી વખતે એને રાજ્ય તરફથી પંદર રૂપિયા મળતા અને મરનારનાં કપડાંલત્તાંનો વારસો એને ભાગે આવતો.

જરા પણ હાથ ધ્રુજ્યા સિવાય, લાગણી બતાવ્યા સિવાય કે રૂંવું ફરકાવ્યા સિવાય એ ફાંસી દેતો.

એનું જીવન સુખી હતું. ખટકતી માત્ર એક જ વાત. જે જે એના તરફ જોતું તે મોઢું મચકોડતું. એની સાથે વાત કરવામાં પણ લોક પાપ માનતા. એની જોડે કોઇ ભાગ્યે જ બોલતું ચાલતું.

રાજ્યનો એ ઉપયોગી અમલદાર ન હતો? ન્યાયની છેવટની ફરજ એ બજાવતો ન હતો? શા માટે લોકો એનાથી અતડા રહેતા હતા?

કોણ જાણે કેમ, આજે જ એના હાથ ધ્રૂજ્યા. આજે ફાંસી દેતી વખતે એનું મન કાબૂમાં ન હતું. લાગણીનો પ્રવાહ એટલો વેગવાન હતો કે મન સ્થીરતા જાળવી શકતું ન હતું.

રૂખીના વરને ચાકુ મારીને મારી નાંખવા માટે વાલકાને ફાંસીની સજા થઇ હતી. એ અને વાલકો હરીફ હતા, વાલકો ફાવી ગયો હતો.

પોતાના હરીફને ફાંસી દેતી વખતે એની નજર આગળ રૂખી દેખાયા કરતી હતી. માણુસનું મન અસ્થીર હોય ત્યારે કામમાં કૈં ભલીવાર આવતો નથી.

વાલકાને ફાંસી દેવાઇ રહી. એને દાકતરી તપાસ માટે લઇ ગયા.

ટીહલો વિચારમાં પડયો. એનું હૈયું પોકારી ઉઠયું : 'રૂખી! રૂખી!'

એ ચાલ્યો.

રાજગઢના કિલ્લાના એક બુરજપર રૂખી રહેતી હતી. એના શોકનો પાર ન હતો. પતિ મરાયો હતો અને પ્રિયતમ ફાંસીએ ચઢયો હતો. એનું કોઈ ન હતું. ઉપર આભ અને નીચે ધરતી!

દુઃખના દરિયામાં એ ડૂબી હતી. રડી રડીને એની આંખો સૂઝી ગઈ હતી, ત્યાં કોઇએ બારણું ખખડાવ્યું.

'એ કોણુ?' એણે પૂછ્યું.

'એ તો હું. ઉઘાડ.' ટીહલો બોલ્યો.

રૂખીએ ઉઘાડયું. ટીહલો અંદર આવ્યો. એણે વાલકાનાં કપડાં પહેર્યાં હતાં. કાયદેસર એ મિલકત એને વારસામાં મળી હતી.

'કોણ વાલકો?'

'નારે ના!'

'ત્યારે વાલકાનું ભૂત!'

'ના રૂખી ! ના ! વાલકો એને રસ્તે પડયો.'

'ત્યારે તું કોણ ? વાલકાનાં કપડાં તેં કયાંથી પહેર્યાં ? તું પેલો ફાંસીખોર તો નહિ ? એજ. એજ. ઓ બાપરે !'

'તે મને જોઇને એટલી ગભરાય છે કેમ ? રૂખી ! વાલકાનાં કપડાં તેં શી રીતે ઓળખ્યાં ?'

'પણે ફાટયું છે ત્યાં મેં દોરો ભર્યો છે એ જો. પણ તારા જેવા ફાંસીખોર સાથે મારે વાત નથી કરવી.'

'જરા ઠંડી પડ, રૂખી ! હું તારી પાસે એક માગણી કરવા આવ્યો છું. વાલકો તને સુખી કરી ન શકયો, તું મારી સાથે ચાલ. આપણે ધણી-ધણીઆણી–'

'ધણીધણીઆણી ? તારે મારી જોડે ઘરઘરણું કરવું છે ? હું તારા જેવા ફાંસીખોર સાથે ઘરઘાઉં ?'

'કેમ ? તને નવાઇ લાગે છે, રૂખી ! તારા તો હું કે દહાડાના જાપ જપું છું.'

'પણ વાલકાના ખૂની સાથે—'

વાલકે તારા વરને માર્યો અને છતાં તારા વરના ખૂની સાથે જતાં હરકત ન હતી, તો મેં વાલકાને કાયદેસર ફાંસીએ ચઢાવ્યો તેમાં તને શો વાંધો પડયો ?'

'પણ તે કયાં ને તું કયાં ! તું ફાંસીખોર !'

'એ કંઇ ખરાબ ધંધો છે ? બીજા કરતાં હું સારૂ કમાઉ છું. મારાં ખોસ્સાં તર રહે છે. રાજ્યનો હું એક જોખમદાર અમલદાર છું. ન્યાયના કામમાં હું કેટલી બધી સરળતા કરી આપું છું !'

'ગમે તેમ પણ તારો પૈસો તો લોહીથી ખરડાયેલો !'

'ગાંડી રે ગાંડી ! આ રહ્યા પેસા ! લે જો, એ કયાં ખરડાયા લાગે છે !'

એમ કહીને એણે ખીસ્સામાંથી મૂઠી ભરીને રૂપિયા કાઢયા ને રૂખીના હાથમાં મૂકયા.

'વાલકાના ખૂનના પૈસાથી તું મ્હને લલચાવવા માગે છે?'

'નારે ના! રૂખો! હું તો તને જવાબ આપું છું. મ્હારા સામું તો જો.'

'જા બાપ! જા. મ્હારૂં તો માથું દુઃખે છે! શી આબરૂએ તું મ્હને ઘરઘવાની વાત કરે છે?

'રૂખી! રૂખી! આબરૂને વચ્ચે ના લઇ આવ! એમ કહેતી હોય તો તુંજ વિચાર કરને કે તને કોણ સંઘરશે? તારે વાસ્તે તારો વર મરાયો, વાલકો ફાંસીએ ચઢયો અને બબ્બે જણના જીવ તારે લીધે ગયા; તો એવો તે કોણ મૂરખો છે કે તને સંઘરે?'

'પણ તું ફાંસીખોર!'

'એમાં શું?'

રૂખીએ એના સામે જોયું. એ એનાથી અંજાતી લાગી. છેલ્લી દલીલે એને પીગળાવી.

'વાલકાને તું કેમ બોલાવતી હતી? હું તો એનાથીયે એક પગલું આગળ જવા કહું છું. આપણે ચાર ચોખા છાંટી લઇશું અને સુખે રહીશું.'

'તારી વાત મ્હારૂં મન ભમાવી નાખે છે, ટીહલા!'

'હાશ! હવે મ્હને નિરાંત વળી! રૂખી! હજીયે આપણે જુવાન છીએ. બાઇને કોઈ દેનાર નથી ને બાઇને કોઈ લેનાર નથી એમ પણ લોકો કહેશે. ભલે કહે! આપણી બેની જોડ રૂડીરૂપાળી થશે.'

'ટીહલા!'

'રૂખી!'

બેઉ જણ પરસ્પર ભેટયાં.

'ધરતી પર આપણે અમરાપર ઉતારશું, રૂખી!'

બન્નેનાં હૃદયો ધડકી ઉઠયાં. વિષાદની છાયા સરી ગઈ અને એને ઠેકાણે પ્રેમનો પ્રકાશ ઝળહળી રહ્યો.

એટલામાં કોઇએ બારણું ખખડાવ્યાં.

પેલાં બેને સાંભળવાની ફુરસદ ન હતી.

'ટીહલા ! બારણું ઉઘાડ !'

'અરે એ તો જેલર સા'બ !' ટીહલો બબડયો.

'તું અહીં છે તે એ કયાંથી જાણે ?' રૂખીએ પૂછ્યું.

'કોણ જાણે !'

'ટીહલા ! બારણું ઉઘાડ ! નહિ તો...'

'અરે સા'બ ! તમે તમારે રસ્તે પડો.'

'ટીહલા ! મ્હારે તને નવાઇ જેવી વાત કહેવાની છે.'

'તે સા'બ ! તમારી કને જ રેવા દો ! તમારી વાત જેલની–જીવતાં નરકની જ હશે. અહીં અમારા સંરગાપરમાં એવી વાતોની જરૂર નથી.'

'રૂખી !' બહારથી અવાજ આવ્યો.

એ સાંભળી રૂખીનાં રૂંવાડાં ફરકી ઉઠયાં. એ જ અવાજ. એની ભૂલ થાય જ નહિ !

પણ એ અહીંયાં કયાંથી ? શું નજરે જોયેલી વાત પણ ખોટી ? એ કેમ મનાય ?

'રૂખી !' ફરીથી અવાજ આવ્યો.

'ટીહલા ! બારણું ઉઘાડ. એનો જ અવાજ !'

ટીહલે બારણું ઉઘાડયું. અધખોલા બારણામાંથી એણે બહાર ડોકીયુ કર્યું અને એ થંભી ગયો. એની સામે વાલકો ઉભો હતો.

વાલકો એને ધક્કો મારી અંદર ધસ્યો.

મેઘજી જેલર પણ અંદર આવ્યો.

'ટીહલા ! બેવકુફ ! તેં કેટલી ગંભીર સ્થિતિ ઉભી કરી છે તેનું તને ભાન છે ?'

'એ હશે સા'બ ! પણ આ વાલકો શી રીતે આવ્યો !'

' એ તારીજ ગફલતનું પરિણામ! કાયદાની સરળતા તારી હોંશીઆરીથી જળવાતી. તેં એને બેદરકારીથી ફાંસી દીધી, એને ડોક્ટરે તપાસ્યો અને પછી મસાણે લઇ જતાં જતાં તો એ ગાડામાં બેઠો થઇ ગયો!'

' અરે ભગવાન!'

' પણ હવે તો મોટી પંચાત ઉભી થઇ છે. એને ફાંસી દઇને કાયદેસર મારી નાંખવાની સજા થઇ હતી. તારી બેદરકારીથી એ કાયદેસર મરી ગયા છતાં જીવતો રહેવા પામ્યો છે! અને કાયદાનો મોટો ગુંચવાડો ઉભો થયો છે.'

' તે એમાં એટલો મુંઝારો શાનો? લાવોને એને ફરીથી ફાંસીએ ચઢાવીએ.'

' એક ગુન્હા માટે બે વાર ફાંસીએ ચઢાવાય નહિ! પણ હવે સવાલ એટલોજ છે કે વાલકાનું શું કરવું? કાયદાને આવી રીતે ગધેડો બનાવવા માટે તને શી સજા કરવી એ વાટાઘાટ ચાલી રહી છે. વખતે એમ પણ બને કે તારી જગા વાલકાને આપવામાં આવે અને તને ફાંસીએ ચઢાવાય!'

' એટલું બધું!'

' હાસ્તો! હું હમણાં આવું છું. એ દરમ્યાન તારા પર પહેરો મૂકતો જાઉં છું.'

' તમારે ફાવે તેમ કરોને! અમારો બધો ખેલ બગાડી નાખ્યો!'

મેઘજી જેલર ગયો એટલે ટીહલે બારણાં બંધ કર્યાં અને આગળો મારી દીધો.

' વાલકા! ત્યારે તું બચી ગયો!'

' એ તો જાણે સમજ્યા! પણ મ્હારાં કપડાં આપ.'

' તારાં કપડાં? કાયદેસર એ મ્હારાં કપડાં છે.'

'તે હશે. કાયદો ઉંઘી ગયો.'

'આજ સુધી આવી રીતે કોઈ વાંધો કાઢવા કે માગવા આવ્યું નથી.'

'એ લાયરી જવા દે, ને સીધો સીધો કપડાં આપી દે.'

'આ પહેરણુ ને જાકીટ ને ફેંટો તારા કરતાં મ્હારે ડીલે સારાં લાગે છે.'

'ભલે સારાં લાગે. એ મ્હને આપ, નહિ તો મ્હારે હાથ ઉંચકવો પડશે.'

'એમાં તું લહાણુ નહિ કાઢે ! મ્હારા આગળ તું મગતરા જેવો છે ! અને અધૂરામાં પૂરૂં જમને ઘેર જઇ આવ્યો તેથી તારૂં અરધુ જોર જતું રહ્યું છે. જો આપણે વચલો મારગ કાઢીએ. આપણે રૂપિયો ઉછાળીયે ને જે જીતે તે કપડાં લઈ જાય.'

'ભલે.'

'લે, આ રૂપિયો. ઉછાળ, રાજા ઉપર આવે તો હું જીત્યો.'

વાલકે રૂપીયો ઉછાળ્યો. ખણુંગ કરતો એ નીચે પડયો.

'એ હું જીત્યો.' ટીહલો બોલ્યો.

'ભલે !'

'હવે આપણા વચ્ચે બીજો પણ કૈં વાધો હોય તો ફરીથી રૂપિયો ઉછાળીને પતાવીએ'

'એ વાંધો એમ પતે એવો નથી. રૂખી પણ સંતાઇ ગઇ છે તે મ્હારાથી અજાણ્યું નથી.'

'તે કૈં હું તારાથી બી'તી નથી વાલકા ! પેલા જેલરને જોઇને હું એ બાજુ બેઠી હતી.'

'રૂખી ! આટલો જ તારો નેહ ! મારી પુઠ ફરી ત્યાં તો છેહ દીધો ને ?'

ટીહલો રૂખીની આંખ સામે જોઇ રહ્યો. રૂખીની પરીક્ષાનો અવસર એને સદ્ભાગ્યે સત્વર સાંપડયો હતો.

'એમાં છેહ શાનો ? અમે બેઉ ચાર ચોખા છાંટી લેવાનાં હતાં.'

'અને હું ?'

'તારૂં તો થઇ ચૂક્યું હતું.'

'એ આંખની જ શરમ !'

'એમ નથી વાલકા ! એ આવ્યો, એણે મારૂં દીલ જીતી લીધું, અને મ્હેં કોલ આપ્યો.'

'ટીહલા ! બારણાં ઉઘાડ. કચેરીએ ચુકાદો આપી દીધો. વાલકા તને ફાંસીએ ચઢાવશે.' બહારથી મેઘજી જેલરનો અવાજ આવ્યો.

'છાનામાના ચાલ્યા જાવ સા'બ ! તમારી કચેરી ને તેના ફેંસલાને ઘોઇ પીઓ !'

'ઉઘાડ હરામખોર ! નહિ તો બારણાં ચીરાવું છું.'

ટીહલે ચારે બાજુ પોતાની ચકોર નજર ફેરવી, ઉઘાડી બારીમાં થઇને જોયું તો નીચે બે ત્રણ પાણીદાર ઘોડા બાંધ્યા હતા. જેલર અને સિપાઇ એના પર આવ્યા લાગતા હતા.

વિજળીની ઝડપે એના મગજમાં એક વિચાર આવ્યો.

એ રૂખી પાસે ગયો. એના કાનમાં કહ્યુંઃ

'બારી પાસે જા.'

બહાર ઠોકાઠોક વધતી ચાલી.

એકાએક ટીહલો વાલકા પર તુટી પડયો. ચીભડુ ઉંચકે એમ એને બે હાથે અદ્ધર ઉંચકયો.

કડાકા લેતું બારણું તૂટયું.

ચપળ સરદાર જોખમના કામમાં ઓઠાને આગળ કરી માફ કાઢી લે છે. મૂરખ જાતે જ ધસી જાય છે.

બારણું તૂટયું ને મેઘજી જેલર અંદર ધુસ્યો.

ધડાક દઇને એના પર કૈંક પડયું. એ પણ નીચે ફસડાઈ પડયો.

એની બાજુમાં વાલકો પડયો હતો.

વાલકાના માથામાંથી લોહીની ધાર વહેતી હતી. એના ડોળા ખેંચાઈ ગયા હતા.

'દોડો દોડો!' સિપાઈઓએ બૂમ મારી.

'આને કચેરીમાં લઇ જાવ.' મેઘજી બોલ્યો. 'મામલો બદલાયો છે અને હવે નવો ચુકાદો મેળવવો પડશે. બીજી બધી વાત પછી.'

મેઘજી સામે વાલકાનો ઘા કરીને ટીહલો રૂખીને કોટે વળગાડીને કૂદ્યો. એક ઘોડાની પીઠ પર એ આબાદ પડયો અને એની લગામ પકડી લીધી.

'એ રામ રામ!'

એણે ઘોડો મારી મૂકયો.

*

# પ્રિયતમાનું પ્રોત્સાહન.

કિશોર ! આપણા લોકો ભાગ્યેજ આ રીતે મઝા માણે છે.'

'હજી આપણો શોખ કેળવાતાં વખત લાગશે પ્રિયવંદા ! બીજી આગળ પડતી નાતોને મુકાબલે આપણે એટલાં પછાત તો ખરાં.' મ્હેં જવાબ આપ્યો.

'આપણા લોકો દેશ પરદેશ જતાં શિખ્યા છતાં સુધારાની બાબતમાં ઘણાજ પછાત છે. કેળવાયેલાઓ પણ કાંઇ કરતા નથી.' પ્રિયવંદાએ કહ્યું.

ઢહેણુંના દરિઆ કિનારે અમે ઉપર મુજબ વાત કરતાં બેઠાં હતાં. સરૂના બાગ આગળ અમે રોજ સાંજ પડયે મળતાં. એ

મસ્ત સુમિશ્રિત ઝાડોની ઘટામાં અમને ખૂબ મઝા પડતી. ચારે બાજુ પક્ષીઓનો નિતરતો કિલકિલાટ અને સામે ઉછળી રહેલા જળનીધિનું ભવ્ય સંગીત અમને આનંદ આપતાં.

એ અને હું પહેલીજવાર ત્યાં મળ્યાં હતાં અને એક બીજાને ઓળખતાં થયાં હતાં. તેની ઉમર ભાગ્યે ચૌદ વર્ષથી વધારે હશે છતાં તેણે ઉમરના પ્રમાણમાં ઠીક જ્ઞાન સંપાદન કર્યું હતું. એના પિતા મુંબાઈમાં કાંઈક વેપાર કરતા હતા એમ એક વખત એણે મ્હને કહ્યું હતું. અમારો પરિચય ગાઢ કહી શકાય એવો ન હતો પણ નિયત સમયે હરરોજ સરૂના બાગમાં મળવા ને સાધારણ વાતચીત કરવા પૂરતો ખરો.

મ્હેં ઈંગ્રેજી ૭ ચોપડીનો અભ્યાસ કરી કૌટુંબિક અડચણોને લીધે તેને તિલાંજલિ આપી હતી અને પછીથી ઠેકાણે પડવાના પ્રયત્નો કર્યા હતા. ઈંગ્રેજી કરતાં ગુજરાતી સાહિત્યમાં મ્હને વધારે રસ પડતો અને તેને લીધે અંગ્રેજી કંઈક કાચુ રહી ગયેલું.

પહેલાં તો એક બે ઠેકાણે ભલામણો હતી ત્યાં તપાસ કરી પણ કમનસીબે ત્યાં જગ્યા ખાલી ન હતી, એટલે મ્હારે એક્સપોર્ટ ઇમ્પોર્ટની એક ઓફિસમાં જુનિયર ક્લાર્કની જગ્યા એક સ્નેહીએ શોધી કાઢેલી તે ઉપકાર સહિત સ્વીકારવી પડી હતી.

નિશાળમાંથી નવા છૂટેલા માણસો નોકરી ધંધા માટે કેવા નાલાયક હોય છે, તેનો મ્હને તે વખતે અનુભવ થયો. અને એવોજ અનુભવ પાછળથી બી. એ. થનારની બાબતમાં પણ મ્હેં જોયો. વેપારી લખાણનો સાધારણ કાગળ કે ચીઠ્ઠી પત્રી લખવા જેટલી પણ પહેલી તકે આવડત ન હોવાથી કેટલી મુંઝવણ થાય છે તેનો મ્હને તે વખતે ખ્યાલ આવ્યો. આવી વિષમ પરિસ્થીતિમાં ભવિષ્યની સારી આશાએ દુઃખે પાપે દિવસ વિતાવ્યા સિવાય છૂટકો ન હતો. જેમ તેમ કરીને મ્હેં ચારેક મહિના કાઢી નાખ્યા.

નવો સવો હોવાથી મ્હને ફક્ત પચીસ રૂપિઆ પગાર મળતો હતો અને તેમાં મ્હારે પુરૂ કરવાનું હતું. એટલા ટુંકા પગારમાં ગુજારો કરતાં મ્હારો નાકે દમ આવતો હતો પણ તેમ કર્યા સિવાય છૂટકો ન હતો.

સારૂં થયું કે હું પરણ્યો ન હતો. એવી સ્થીતિ હોય તો તો મ્હારી કમબખ્તીજ હતી. ત્રીસ રૂપીઆમાં મ્હારો મિત્ર ચંદુલાલ એનું આખુ કુટુમ્બ નિભાવતો હતો એ જોઇને ઘણીવાર મ્હને નવાઈ લાગતી.

ચાર મહિનાનાં મ્હેં વીસેક રૂપિઆ બચાવ્યા હતા. એ ઘર ખમ રકમથી દહાણુમાં દસ દહાડા મોજ કરવા મ્હેં મનસુબો કર્યો અને એક સ્નેહીને ત્યાં ધામા નાખ્યા.

એ ભાઇ સ્ટેશન નજીક રહેતા હતા અને પહેલાં એક ડાક્ટરના કમ્પાઉંડર તરિકે કામ કરી ફારેગ થઇને હમણાં ડૉક્તર તરિકે ધીકતી (!) પ્રેકટીસ ચલાવતા હતા. એમની સાથે એમનાં માતુશ્રી પણ રહેતાં હતાં એટલે મ્હારા જેવાને એમને ત્યાં ઉતરતાં વાંધો આવે એમ ન હતું; અને કદાચ એમને વાંધો આવે જે મ્હને પાછળથી સમજાયુ હતુ તોયે ગરજ આગળ એવી નજીવી બાબતને મહત્વ આપવાની જરાયે જરૂર ન હતી.

દસ દહાડાની જેમ તેમ કરીને રજા મેળવી હતી એટલે એની પુરી મઝા માણવા માટે રોજ સવારના ને સાંજના બબ્બે માઇલ ચાલીને હું સરૂના બાગમાં ફરવા જતો.

એક દિવસ સવારના એક સુકુમાર કિશોરિકાનો મ્હને ત્યાં ભેટો થયો અને તેનો કાંઇક કાગળ પડી ગયેલો જોઈ બીજી વખતે તે તેને આપતાં બોલવાનો વહેવાર થયો. બે ચાર વખત આવા મેળાપ પછી અમે એક બીજા સાથે વાતચિત કરવા તથા ફરવા લાગ્યાં.

એ અને હું એક નાતનાંજ હતાં એમ પણ મ્હને ખબર પડી. તેઓ અહીંના એક ટીંબરના વેપારીને ત્યાં એમના સારા સંબંધને

સીધે ઉતર્યાં હતાં. આજે અમારી નાત વિષે અમે ઉપર મુજબ વાત કરતાં હતાં.

'એ લોકો તો પૈસાને પૂજનારા છે પ્રિયવંદા ! એમના પર જેટલી આશાઓ રાખેલી તેટલી છૂટી પડી છે.'

'ખરેખર ! એમની કેળવણીનો લાભ નાતને મળે તો કેટલો ફાયદો થાય !'

'તમે કયાં સુધી રહેવાનાં છો ?' મ્હેં મ્હારૂં મુંબાઇ જવાનું નજીક આવતું હોવાથી એ વિચાર આવતા પૂછ્યું.

'દસ બાર દિવસ પછી બાપુજીનો વિચાર અમદાવાદ જવાનો છે, અને એમની સાથે હું પણ ત્યાં જવાનો વિચાર કરૂં છું. ઘણું ખરૂં એકાદ બે દિવસમાં બધું નક્કી થઈ જશે. તમે કયાં સુધી રોકાવાના છો ?'

'પરમ દિવસે મ્હારે મુંબાઇ જવાનું થશે. મ્હારી રજા તે દિવસે પુરી થાય છે.'

'મુંબાઇમાં પણ મળતા રહેશો તો મહેરબાની થશે. અમે ઠાકોરદ્વાર ઉપર રહીએ છીએ. તમે કયાં રહો છો ?'

'બીજા ભોઇવાડામાં. મૂળચંદ મગનલાલના માળામાં.'

'ત્યારે કાંઇ દૂર નથી. આવતા જતા રહેશો તો ઉપકાર થશે.'

'પણ પ્રિયવંદા ! મ્હારાથી વખતે આવવાનું નયે બને !'

'એવું શુ છે ? મ્હારા પિતાજી તમારા આવવા જવામાં વાંધો નહિ લે. તેઓ એવા સાંકડા મનના હશે એવી કલ્પના પણ ન કરતા.'

'ના, એ કારણ નથી પણ કારણો બીજાંજ છે. અને તે–'

'જે હોય તે ખરાં. કહેવામાં શી હરકત છે ?'

'આપણું ઓળખાણ ન થયું હોત તો ઠીક થાત પ્રિયંવદા ! આપણે અહીં ન જ મળ્યાં હોત તો—'

'પણ એવું તે શું છે ? તમારી અડચણ જણાવો તો કાંઇક નિકાલ થઈ શકે.'

એમ તે મારે શું કહેવું ? એને ત્યાં હું જઉં એમાં હરકત મે હતી પણ એ શિષ્ટાચારની રૂએ એને અથવા એનાં સંબંધીઓને મ્હારે બોલાવવાં જોઇએ અને એમને બોલાવું તો તો એમની રજ-માત્ર સરભરા કરવાની અથવા એમની સાથે હરવા ફરવા જવાનો ખર્ચ કરવાની મારી તાકાત ન હતી. મ્હારો પગાર એવો ખર્ચ કરી શકાય એટલો હતોજ નહિ. એને મ્હારે માટે અહીં જે છાપ પડી હતી તે કાયમ નજ રહે અને એવી સ્થીતિમાં મ્હારા માટે જે માન હોય તે ન ટકે એટલે મ્હારે માટે એજ બહેતર હતું કે એ સંબંધ ઓછો કરવો અને મુંબાઇમાં મળવાના વિચારને હૃદયમાં સ્થાન ન આપવું. પણ પ્રિયવંદા ક્યાં માને એમ હતી ? તેણે તો કોઇપણ હિસાબે મ્હને બોલાવવાનું નક્કી કર્યું હતું એટલે એણે હઠજ પકડી.

છેવટે મ્હારે કહેવું પડયું:

'મ્હારી સ્થીતિ એવી નથી કે આપની સાથેનો આવો સમ્બન્ધ પણ નભાવી શકું.'

'તમે કોની ઑફિસમાં છો ?'

'એકસપોર્ટ ઈમ્પોર્ટના એક વેપારીની.'

'પણ કાંઈ નામ તો હશે ને.'

'મેસર્સ મનુ દેસાઈની કું.'

'એમ ! કેટલો વખત થયાં ?'

'ચાર મહિના થયા.'

'મ્હારાથી બનતું કરીને ત્યાં લાગવગ ચલાવીશ—'

'એવી તસ્દી કૃપા કરી ન લેતાં. લાગવગ કરતાં જાત મહેનત અને લાયકાતને હું વધુ મહત્વ આપું છું.'

'હરકત નહિ, આજે ઘણું મોડું થયું. આપણે પાછાં કાલે મળીશું. જુઓ કિશોર ! મુંબાઇમાં જરૂર મળતા રહેજો.'

'ભલે' કહીને મ્હેં રજા લીધી. બીજે દિવસે અમે મળ્યાં ત્યારે પણ એની એજ ભલામણ એણે મ્હને કરી. પણ મ્હારૂં દિલ

એ ભલામણનો સ્વીકાર કરવા અને એની સાથે મુંબાઇમાં સંબંધ રાખવા ના પાડતું હતું. એની સાથે ફરવા જવા કે એના સ્નેહીઓને ચ્હાપાણી પાવા જેટલો ખર્ચ કરવામાં પણ મ્હારા પગારનો મોટો ભાગ ખલાસ થઈ જાય એમ હતું, એટલે મ્હારે એ સંબંધને તિલાંજલિ આપવી એમ મ્હેં મન સાથે નક્કી કર્યું.

આવી ગડભાંગમાં આખો દિવસ વહી ગયો અને બીજે દિવસે હું મુંબાઇ આવવા નીકળ્યો.

ઑફિસમાં મ્હારૂં કામ એવું ન હતું કે એકાએક મ્હારા તરફ શેઠ સાહેબનું ધ્યાન ખેંચાય. મ્હારા ઉપર બીજા બે ઉપરી હતા, અને તેમના હાથ નીચે હમેશાં મ્હારે કામ કરવાનું હતું. મ્હારા ખાતાનો ઉપરી પ્રભુલાલ પણ મ્હારી નાતનો હતો અને તેને શેઠ સાહેબના કુટુમ્બ સાથે સારો નાતો હતો.

ઉપરની વાતને એકાદ મહિનો થઇ ગયા પછી એક દિવસે મ્હને શેઠ સાહેબે બોલાવ્યો અને પ્રભુલાલને મ્હારા કામ માટે પૂછ્યું. તેણે સંતોષકારક જવાબ આપ્યો એટલે તેઓ પ્રસન્ન થયા હોય એવું એમના મુખ પરથી મ્હને લાગ્યું. તે દિવસથી પ્રભુલાલનો મ્હારા પ્રત્યેનો સદ્ભાવ વધ્યો અને તેણે બીજા કરતાં મ્હારા માટે જરા વધારે કાળજી રાખવા માંડી.

એક દિવસે શેઠ સાહેબે મ્હને એમને ઘેર બોલાવ્યો. ઠાકોરદ્વાર પર તેમની માલકીનું મકાન હતું અને તેઓ ત્યાં રહેતા હતા. શા માટે બોલાવ્યો હતો તે મ્હને ખબર ન હતી પણ કાંઇક જરૂરનું કામ હોવા વિષેની મ્હારી માન્યતા હતી.

સવારના નવ વાગે એમને ત્યાં ગયો એટલે ઘણાજ માનથી અને મ્હેં ધાર્યું પણ ન હતું તેટલી મમતાથી શેઠ સાહેબે મ્હને આવકાર આપ્યો અને પછી વાતે વળગ્યા.

'ત્યારે કિશોર, તમને આ લાઇનમાં રસ પડે છે?'

મ્હેં હા પાડી અને ઉમેર્યું 'મ્હારો વિચાર બનતા સુધી એક લાઇનને વળગીને તેમાં માહિતગાર થવાનો છે.'

'તો પછી તમારે માટે અહીં સારૂ ક્ષેત્ર છે. જરાધ્યાન રાખશો તો થોડા વખતમાં સુખી થઇ શકશો. જુઓને, હમણાં આપણે ત્યાં પેલા વિઠ્ઠલદાસ છે તે જવા માગે છે અને તેમની જગ્યાએ બહારનો માણસ ન લાવતાં તમને ગોઠવવાનો મ્હારો વિચાર છે—'

'આપની મોટી મહેરબાની' મ્હેં આભાર સહિત કહ્યું.

પણ એ જવાબ આપતાં હું ચમક્યો. સામેના દ્વારમાં પ્રિયંવદા ઉભી હતી અને તેના પર નજર પડતાં જ હું પામી ગયો કે આ તેની કૃપાનું ફળ હતું! પણ એકાએક પ્રિયંવદા અહીં ક્યાંથી? એ સવાલ મ્હારા મગજમાં ઉદ્ભવ્યો.

'જરા ચાહ લાવજે પ્રિયંવદા!' શેઠ સાહેબે પ્રિયંવદાને કહ્યું એટલે તે ચહા લેવા ગઇ.

'તમારી જગ્યાએ બીજા કોઇને રાખી લઈશું અને તમે વિઠ્ઠલદાસનું કામ હજી પંદર દહાડા એ રહેશે ત્યાં સુધીમાં શીખી લેજો. એને આપીએ છીએ તે તમને આપીશું. સમજ્યાને!'

મ્હેં એમનો મ્હારાથી બની શકતો આભાર માન્યો એ કહેવાની જરૂર રહે છે? થોડી વારે ચહા તથા ફળફળાદિ આવ્યાં અને એ સર્વેને યોગ્ય ન્યાય આપી દૃષ્ટિથી જ પ્રિયંવદાનો આભાર માની મ્હેં રજા લીધી. ત્યાર પછી બે ચાર પ્રસંગે મ્હને શેઠ સાહેબ તરફથી આમંત્રણ મળ્યાં પણ મ્હારૂં મન આમ હોવા છતાં ત્યાં જવાને ઘણું ઢચુપચુ રહેતું કારણ કે પ્રિયંવદા શેઠ સાહેબની દીકરી હતી એ જાણ્યા પછી એનાથી દૂર રહેવાના મ્હને વિચાર આવતા.

એના કારણોમાં અત્યાર અગાઉ જે જણાવી ગયો છું તે ઉપરાંત એક નવા કારણનો પણ ઉમેરો થયો હતો. એ નવું કારણ તે મ્હને મળેલી એક તાજી ખબર હતી. પ્રિયંવદાની પ્રીતિ પ્રભુલાલપર ઢળતી જતી હતી અને શેઠ સાહેબની નજરમાં પ્રભુલાલ ઠીક લાગવાથી એ બેઉ હમણાં હમણાં સારી છૂટ ભોગવતાં હતાં.

મ્હારે ને પ્રભુલાલને ઠીક બનાવ હતો પણ આ ખબર સાંભળ્યા પછી તથા એક પ્રસંગે એમને એ રીતે આનંદ માણતાં નજરે જોયા પછી એના પ્રત્યે મ્હને કાંઇક ઈર્ષ્યા આવી હતી. એ બન્નેનો સંબંધ પ્રીતિનો હતો કે સાધારણ ઓળખાણનોજ એ વિષે હું કાંઇજ નિર્ણય પર આવ્યો ન હતો પણ ધીરે ધીરે હું પ્રિયંવદાને ચ્હાતો જતો હોવાથી મ્હેં એ સંબંધનું કારણ પ્રીતિ માની લીધું હતું અને ઇર્ષ્યાને લીધે મનમાં દુભાતો હતો.

પ્રિયંવદા પ્રત્યે મ્હને શી રીતે પ્રેમ ઉદ્દભવ્યો તે જરાયે સમજાતું ન હતું પણ એટલું તો ચોકસ કે એ પ્રેમને કારણેજ તેને બીજા સાથે છૂટથી વાત કરતી હું જોઇ શકતો ન હતો. મ્હારી સ્થીતિ એવી હતી કે પ્રભુલાલની સાથે ઇર્ષા રાખવી, કેળવવી કે બતાવવી એ મ્હારાથી બની શકે એમ ન હતું એટલે હું મનમાંને મનમાંજ બળ્યા કરતો હતો.

એક વખત હેંગીગ ગાર્ડનમાં સાંજના વખતે મ્હારો અને પ્રિયંવદાનો ભેટો થઇ ગયો. તેણે મ્હને જોઇએ તેવો સંબંધ ન રાખવા માટે ઠપકો આપ્યો અને એની સાથેનો સંબંધ કેળવવા માટે મજબુત ભલામણ કરી. હૈયામાં રમી રહેલી વાત છેવટે તે વખતે હોઠે આવી ગઇ અને મ્હેં મ્હારી મનોદશાની એને વાત કરી.

'પ્રિયંવદા, કદાચ તમે નહિ માનો પણ ઘણા વખતથી મ્હારા મનમાં એકજ જાતના વિચાર આવ્યા કર્યા છે અને તે ફક્ત તમારા સંબંધનાજ.'

'એમ ! તો પછી તમે અમારી સાથે અતડા કેમ રહો છો ?'

'પહેલેથીજ આપણો સંબંધ આગળ ન વધે એવો મ્હારો વિચાર થયેલો તેને લીધે. બાકી ખરૂ કહું તો ધીરે ધીરે હું આપને ચ્હાતાં શીખ્યો છું અને આપની અનુમતિ હોય તો—'

'જુઓને કિશોર ! હજી એવો વિચાર મ્હેં નથી કર્યો અને આટલા જલદી પરણી જવાની હું વિરૂદ્ધ છું. તમારા જેવી સ્થીતિના

માણુસને એક મિત્ર તરિકે પણ ન પરણુવાની હું તો સલાહ આપું. જ્યાં સુધી પોતાના પગ પર સંપૂર્ણ રીતે ઉભા રહેવાની શક્તિ ન આવે ત્યાં સુધી પરણુવાની પીડા વહોરી લેવાની ઉતાવળ કરવી એ મ્હારા હિસાબે સરિઆમ મૂર્ખાઇ છે. હું એમ નથી કહેતી કે તમારી સ્થીતિ તદ્દન ખરાબ છે પણ એટલું તો ખરૂં કે હજી જોઇએ તેટલી સારી સ્થીતિએ તમે પહોંચ્યા છો એમ તો નજ કહેવાય.'

'એ સલાહ માટે આપનો આભાર માનું છું, પણ—' આમ કહેતાં મ્હારૂં મોઢું પડી ગયું કારણ કે પ્રિયંવદાનો જવાબ મ્હારી આશાઓનો ચુરો કરતો હતો.

'એમ નિરાશ થવાનું કાંઇ કારણ નથી પણ હજી તમારે ઘણું કરવાનું છે. પહેલાં તો ખૂબ કમાવ અને સ્વતંત્ર થાવ. પછી પરણુવાનો વિચાર કરજો.'

'એટલે સ્પષ્ટ રીતે કહીએ તો એજ કે મ્હારે તમારી આશા છોડી દેવી—'

'મ્હારા કહેવાનો આશય સ્હેજ પણ એવો નથી. તમે એવી આશા રાખી શકો છો—'

'અને પછી વખત આવે નિરાશ પણ થઇ શકો છો, એટલું ઉમેરવું બાકી રહી ગયું. કદાચ તે પહેલાં તમે પરણીયે જાવ, કારણ કે જે શિખામણ તમે મ્હને આપી તે તમને તો લાગુ જ નથી પડતી એટલે પછી એવી રીતે વાટ જોવાને કે થોભવાને આપને રજમાત્ર પ્રયોજન ક્યાંથી હોય?'

'તમે ભૂલ કરો છો કિશોર! મ્હારો વિચાર હજી બે ત્રણ વર્ષ સુંધી પરણુવાનો નથી અને બાપુજીની પણ એવીજ ઇચ્છા છે; એટલે તમારા જેવા માણુસને એટલો સમય નસીબ અજમાવવા માટે પુરતો છે. ત્રણ વરસમાં તો ત્રણ બ્રહ્માંડ ડોલાવી શકાય.'

'એ સતજુગનો વખત ગયો પ્રિયંવદા? એવા સંજોગો કાંઇ ઓછાજ હવે આપણુને સાંપડવાના હતા.'

'તમારી માન્યતા ભૂલ ભરેલી છે કિશાર ! તમારા જેવા જુવાન માણસ આવું બાલે એ સારૂ ન દેખાય ! માણસ પાતાની મેળેજ સંજોગા ઘડે છે. સંજોગા કાંઇ આપાઆપ આવતા નથી. એમને ઘડવા અરે ! મેળવવા એ માનવ શક્તિની બહાર છે એવું હું નથી માનતી. તમે ધારા તા તમે એ તા જરૂર કરી શકો. આજના કિશાર અને ત્રણ વર્ષ પછીના કિશારમાં એવા ફેર પડે કે બાપુજીની તાકાત શું કે કિશારની માગણી નકારે અથવા કિશારને નારાજ કરે! પણ બધાના આધાર તમારા પર છે.'

'અને તમે ખાત્રી આપા છો કે તમે એટલો વખત થાભી જશો.'

'ખાત્રી એકલીજ નહિ પણ વચન આપુ છું કે તમારે ખાતર હું ત્રણ વર્ષ જરૂર થાભી જઇશ. પછી તા હરકત નથી ને !'

અને એ પછી અમે અનેક વાતો કરીને આશા ભર્યા છૂટાં પડયાં. વિચારનો અસ્ખલિત પ્રવાહ, એ મેલાપ પછી મ્હારા મગજમાં વહેતો હતો. એવું તે શું કરવું ? એવો તે શો રસ્તો લેવો કે ત્રણ વરસમાં હું મોટો માણસ થઇ શકું અને પ્રિયંવદાની મુરાદ બર લાવી શકું ?

એ વિચારોની પરંપરા અને અક્કલની કસોટીમાં મ્હારૂં મગજ બ્હેર મારતું ચાલ્યું અને દિવસો પછી દિવસો વહેવા લાગ્યા.

પ્રભુલાલ સાથે પ્રિયંવદાને મ્હારા જેટલો ગેે સંબંધ ન હતો. તેની તે દિવસે મ્હને પાકી ખાત્રી થઇ એટલે એ વિષેની ઇર્ષ્યા બંધ પડી અને તેનું સ્થાન ચિંતાએ લીધું. શું કરવું તેના વિચાર વમળમાં હું ગોથાં ખાવા લાગ્યો.

ખંત, મહેનત અને અક્કલનો ઉપયોગ કરી અવિરામ પરિશ્રમે મ્હેં મ્હારો રસ્તો લીધો. ધીરે ધીરે મ્હને સફળતા મળી અને શેઠ સાહેબની મહેરબાનીથી મ્હારી સ્થીતિ સુધરી.

એવામાં પ્રભુલાલને એના પિતાજી મરણ પામવાથી પોતાની મિલકતની સંભાળ લેનાર બીજુ કોઇ ન હોવાથી મુંબાઇનો વસવાટ છોડી દેવો પડયો એટલે એની જગ્યા મ્હને મળી.

થોડા દિવસો પછી મ્હારૂં કામ એટલુ વખાણાવા લાગ્યું કે ન પૂછો વાત ! એવી શુભ સ્થીતિ આવશે એમ મ્હેં સ્વપ્ને પણ ધાર્યું ન હતું. મ્હારા પગારમાં પણ હવે ઘણો ફેર પડી ગયો. હમણાં અઢીસો રૂપિઆ મળતા હતા અને કામકાજ ઠીક ચાલે તો તે વધ-વાનો દરેક સંભવ હતો.

પણ કામકાજની બાબતમાં થોડા વખતથી અમારી કંપનીની સ્થીતિ જરા વિચિત્ર થતી હતી. અમારો દેશાવર ખાતેનો મોટામાં મોટો એજંટ મેસર્સ ગ્રીન એન્ડ એન્ડરસનની પેઢી હતી અને તેમની સાથે થોડા વખત થયાં શેઠ સાહેબને અણબનાવ શરૂ થયો હતો. એ લોકો તરફથી અમને બધા માલ ઉપર ઘણી મોટી રક-મનું કમીશન મળતું હતું અને એમના હસ્તકની એજન્સીઓને લીધે અમારો ધંધો ધમધોકાર ચાલતો હતો પણ બેઉ કંપનીઓ વચ્ચે એવો જ કાંઇ વાંધો પડયો હતો કે શેઠ સાહેબ એ લોકો સાથેનો સમ્બન્ધ તોડી નાખવા તૈયાર થયા હતા અને એ મતલબનો કાગળ પણ એ લોકોને લખી દીધો હતો; તેમજ તેમણે પણ અમારી એજન્સી બંધ કરી હતી.

એને પરિણામે અમારો ધંધો એકદમ ઘટતો જતો હતો. આ સ્થીતિમાં કાંઇક સુધારો થાય તો ઠીક એમ ધારીને શેઠ સાહે-બને મ્હારાથી બને તેટલું સમજાવવામાં મ્હેં બાકી ન રાખી પણ તેમણે નજ માન્યું. અને વખતે એ માને તો પણ મેસર્સ ગ્રીન એન્ડ એન્ડરસન માને કે નહિ તેની ખાત્રી ન હતી.

અમે અમારા ઓર્ડર અને કામકાજ બીજી પેઢીને સોંપ્યાં; પણ એમાં અમારો ઝાઝો શુક્રવાર વળ્યો નહિ. મેસર્સ ગ્રીન એન્ડ એન્ડરસને પણ પોતાની એજન્સી કલકત્તામાં કોઇ કંપનીને આપી

દીધી પણ તેમને પણ એ લોકો સાથે ઠીક ચાલતું ન હતું એવી મ્હને ખાનગી ખબર મળી હતી. આ સંજોગોને લીધે તે કંપનીનો વડો ભાગીદાર કોઇ સારો એજંટ નીમવા માટે મુંબાઇ આવવા નીકળી ચુકયો હતો.

મી. શ્રીને મુંબાઇ આવીને ઘટતી તપાસ શરૂ કરી હતી અને તેનો વિચાર પોતાની એજન્સી મેસર્સ ધનંજયની કંપનીને આપ વાનો હતો, પણ હજી બેઉ વચ્ચે સરતો બરાબર નક્કી થઇ ન હતી. એવામાં મ્હને કંઇક વિચાર આવ્યો અને મ્હેં મી. શ્રીનને મળવાનું નક્કી કર્યું.

એ જરા કરડા સ્વભાવનો પણ ખરો વેપારી બચ્ચો હતો. એણે મ્હને આવકાર આપીને શેઠ સાહેબ માટે પૂછ્યું. તેમના તરફથી કે તેમના વતી હું આવ્યો નથી એ સ્પષ્ટ રીતે જણાવીને મ્હારા મેળાપનો હેતુ મ્હેં એને કહ્યો. એ બાબતમાં એણે ખુલાસેથી વાત કરતાં મ્હને કહ્યુઃ 'મી. કિશોરરાય! તમે મ્હને મળવા આવ્યાં એ ઘણું સારૂં કર્યું. તમારા શેઠનો ને અમારો સંબંધ વર્ષોનો છે અને તે બેઉ પક્ષની સમજફેરથી તુટી ગયો છે તે બહુ ખોટુ થયું છે તમને આ ધંધાનો અનુભવ છે અને જો તમે પોતે ઓફિસ કાઢી સ્વતંત્ર ધંધો કરવા ઇચ્છતા હો તો મ્હારાથી બનતી હરેક મદદ તમને આપવા હું તૈયાર છું.'

'પણ આપે એજન્સી વિષે મેસર્સ ધનંજયની કંપની સાથે ગોઠવણ કરી છે તેનું કેમ?'

'હજી અમે નિર્ણય પર નથી આવ્યા, એટલે તે પહેલાં તમારો વિચાર હોય તો એ બાબત નક્કી કરવામાં મ્હને હરકત નથી. અલબત, જે રીતે તમારી કંપની સાથે અમે વર્તતા હતા તેજ રીતે અમે તમારી સાથે પણ વર્તીશું.'

'તો પછી મ્હને એ રીતે કામ કરવાને હરકત નથી. બને તો એકલો અથવા જો મ્હારા શેઠ મ્હને ભાગીદાર તરિકે લે તો

તેમની સાથે ભાગીદારીમાં આપની એજન્સી લેવાનું હું કબુલ કરૂં છું. એ મુજબનું આપને યોગ્ય લાગે તેવું લખાણ આપ તૈયાર કરાવશો તો મ્હને હરકત નથી.'

બે દિવસમાં આ બધું નક્કી થઇ ગયું, મી. ગ્રીન પણ ખુશી થતા થતા પોતાનું કામ સંતોષકારક રીતે પાર પડયું હોવાથી હિંદુસ્તાનની મુસાફરીએ ઉપડયા.

આ બધો વખત શેઠ સાહેબ પૂના હતા. અને પ્રિયંવદા પણ તેમની સાથે હતી. મી. ગ્રીન સાથેની મ્હારી ગોઠવણ વિષે તેમને જરાયે ખબર ન હોય એ સ્વાભાવિક હતું. એ ગોઠવણ થયા પછી તરતજ હું પૂના જવા નીકળ્યો.

રસ્તામાં મ્હને ઉજ્વળ ભવિષ્યનાં અને પ્રિયંવદાના પ્રેમનાં અનેક સુંદર સ્વપ્નો આવ્યાં. ગાડી ક્યારે જલદી પૂના પહોંચે અને મ્હારી મનોરમાનો દર્શન લાભ થાય એમ થઇ રહ્યું.

હું પૂના પહોંચી ગયો.

બપોરના જમી પરવારીને અમે બેઠા હતા ત્યારે શેઠ સાહેબે ધંધા સંબંધી પૂછ પરછ કરવા માંડી.

'કિશોર! હવે તો ઘણુંજ ઓછુ કામ આવે છે ખરૂં ને?'

'હા જી, આપણે મેસર્સ ગ્રીન એન્ડ એન્ડરસનનો સંબંધ છોડયા પછી ઘણું સહન કરવું પડયું છે; પણ ધીરે ધીરે કામ વધતું જાય છે ખરૂં.'

'બહુજ ધીમુ, આ રીતે એ લોકોના સંબંધથી થતી આવક પુરી પાડવાને બીજાં દશવર્ષ જોઇએ; જો આ રીતે કામ ચાલે તો.

'ત્યારે એક રસ્તો છે, જો આપની ધ્યાનમાં રૂચે તો.'

'એ લોકો સાથે ગોઠવણ કરવાનો? પણ હવે એ કેમ બને? એમણે તો પોતાની એજન્સી આપી દીધી છે અને આપણી સાથે

હું નથી ધારતો કે, ગયા વખતના અનુભવ પછી કામ પાડવા એ થોડા રાજી હોય?'

'પણ એ એજન્સીવાળાને ભાગીદાર તરિકે લઇએ તો—'

'એ પણ બને એવું નથી. એમણે કલકત્તામાં એજન્સી આપ્યાની વાત આપણે સાંભળી હતી એટલે કલકત્તાવાળાના કોઇ ભાગીદારને આપણે—'

'નાજી. મુંબાઇમાં એમણે કોઇને એજન્સી આપી છે અને એને આપણે—'

'ભાગીદાર તરિકે લેવાને જરાયે હરકત નથી. પણ એ માણસને તમે ઓળખો છો?'

'હું નથી ઓળખતો પણ આપ સારી રીતે ઓળખો છો' એમ કહીને મ્હેં મી. ગ્રીન સાથે થયેલા લખાણના કાગળોને શેઠ સાહેબને આપ્યા. એ વાંચીને એમના હર્ષની સીમા ન રહી.

'ખરેખર કિશોર! તમારા પ્રત્યે બતાવેલી મમતાનો રજ માત્ર ગેરઉપયોગ નથી થયો એ જોઇ મ્હને આનંદ થાય છે. બોલો કેટલો ભાગ મળે તો તમે રાજી થાવ.'

'એ આપની મરજી પર છોડું છું.'

અને એમણે મને સોળે સોળ આની ભાગ આપીને જ રાજી કર્યો. થોડા વખત પછી મ્હારા તથા પ્રિયંવદાના લગ્ન ધામધુમથી થયાં. શેઠ સાહેબને પ્રિયંવદા સિવાય બીજુ કોઇ સંતાન નહિ હોવાથી એમની આખી મિલ્કત તથા પેઢીનો વહીવટ મ્હને સોંપવામાં આવ્યો.

'અને કિશોર! હવે યાદ આવે છે મ્હેં કહ્યું હતું તે—માણસે પોતાના સંજોગો જાતે ઉભા કરવાના છે.'

'હાસ્તો! પણ માણસની ખંત અને મહેનત ઉપરાંત સદાએ પ્રભુની કૃપા તથા તારા જેવી પ્રિયતમાનું પ્રોત્સાહન હોય તોજ એ બની શકે છે.'

'એમાં પ્રિયતમાને તમે જરા વધારે પડતુ મહત્વ આપો છો તે બાદ કરો તો ઠીક.'

'એમ કરીએ તો વિશ્વનો વ્યવહારજ અટકી પડે.'

'ઠીક ઠીક કિશોર! 'આપણું ઓળખાણુ ન થયું હોય તો ઠીક થાત પ્રિયંવદા! આપણે અહીં નજ મળ્યાં હોતતો—' એ પ્રસંગ—'

'મ્હારી જીંદગીમાં ન ભૂલાય એવો છે પ્રિયંવદા!' મ્હેં એને સ્નેહ દાન દેતા ઉમેર્યું.

*

# પંડિતજીની હરીફાઇ

નટવર ! આજ સુધી તેં જયંતરાયનાં અનેક પરાક્રમ લખ્યાં છે અને એમનું નામ બત્રીસીએ ચઢાવ્યું છે–'પ્રાણશંકર પંડિતજીએ મ્હારા ટેબલ પર પડેલું મ્હારૂં છેલ્લું પ્રકાશન 'જયંતનાં જબ્બર સાહસો' જોતાં પ્રવચન શરૂ કર્યું.

'તે હવે તમારો પણ કૈં પરાક્રમ કરવા વિચાર છે કે શું ?' મ્હેં પૂછ્યું.

'એનો ઇજારો ઓછો જ એમણે રાખ્યો છે !'

'એ તો હું પણ ક્યાં કહું છું ?'

'એવું કૈં કામ હાથ લાગે તો મ્હને કહેજે.'

'પહેલી તકે, પછી કે ? તમારી ઇચ્છા હોય તો જયંતને પણ કહી રાખું.'

'જેવી તારી મરજી.'

પ્રાણશંકર પંડિતજી મ્હારા પરમ મિત્ર છે. એમનું નામ પ્રખ્યાત છે. એ મહાનુભાવના જીવનનાં કેટલાંક સુંદર પ્રકરણો મ્હેં 'પ્રાણશંકર પંડિતજીનાં પરાક્રમો' એ નામથી ગુજરાતને ચરણે ધર્યાં છે. મોટે ભાગે વાંચનારને એમાં હાસ્યરસ નજરે પડે છે અને પંડિતજીએ એ રીતે અનેકને હસાવ્યા છે. એવીજ રીતે પરિચય કરાવું તો જયન્તરાય–જેઓ મ્હારા જીવજાન દોસ્ત છે, તેમણે પણ પોતાનાં બુદ્ધિના ચમત્કારયુક્ત અનેક પરાક્રમોથી અમર નામનામેળવી છે.

અને એ બન્ને સદ્દભાગી મિત્રોના યોગે મ્હારૂં નામ પણ જાણીતું થયું છે. નહિ તો નટવરનો કોઇ ભાવ પણ ન પૂછત !

અમે ઉપર મુજબ વાત કરતા હતા ત્યાં તો એક પારસી યુવાન હાંફ્લો ફાંફ્લો અમારા ખંડમાં આવ્યો અને પૂછવા લાગ્યોઃ 'મી. જયંત ક્યાં છે ?'

'બહાર ગયા છે. આપને શું કામ છે?' મ્હેં પૂછ્યું.

'એમનું ઘણું જ અગત્યનું કામ છે. અહીંથી થોડે દૂર એમને મ્હારે બનતી ઉતાવળે લઇ જવાના છે.'

'આપને હરકત ન હોય તો બધી હકીકત મ્હને જણાવો એટલે અમે બન્ને આવીને મદદ કરીશું.' પંડિતજી બોલ્યા.

'પણ મી. જયંત ક્યાં છે ? એમના જેટલી મદદ તમે ઓછી જ આપી શકવાના હતા ?'

'એમની ગેરહાજરીથી ગભરાઇ જવાની જરૂર નથી.' મ્હેં કહ્યુંઃ 'આપ શાંતિથી બેસો અને શું કામ છે તે જણાવો.'

'ભલે બાવા ! જ્યારે તમે ખાત્રી આપો છો ત્યારે તમને વાત કરવાને હરકત નથી. તમે જ ડા. નટવર ને ?' એણે મ્હારા તરફ જોઇને પૂછ્યું.

મ્હેં ડોકું હલાવી હકારમાં જવાબ આપ્યો.

'મ્હારૂં કામ ઘણું જ જરૂરી અને તાકીદનું છે. છતાં જ્યારે આપને બધી હકીકત જણાવવી પડે એવું છે તો તે હું બને તેટલી ટુંકાણમાં જણાવીશ.' આવનારે કહેવા માંડયું: 'મ્હારૂં નામ ધનજીશા મીસ્ત્રી. છેલ્લા પંદરેક દિવસથી હું મ્હારા દૂરના બેસી પેસ્તનજી પાવરીને ત્યાં મીસ તેહમીના દેસાઇને મળવા અવારનવાર જતો હતો. એ મ્હારી નજરમાં આવી ગઇ હતી અને પરવરદેગારની મ્હેર હોય તો મ્હારે એને પરણી જવાનો વિચાર હતો.

'આજે બપોરે અમે બેઉ જણ વાત કરતાં બેઠાં હતાં ત્યાં મ્હેં એ વાત કાઢી અને એને મ્હારો વિચાર જણાવ્યો. એ સાંભળીને તેહમીનાએ જવાબ આપ્યો: 'લગનની બાબતમાં કેટલાંક એવાં કારણો છે કે જેને લીધે મ્હારે એ માગણીનો જવાબ નકારમાં આપવો પડે છે.'

'મ્હેં એને એ કારણો જણાવવા આગ્રહ કર્યો. એટલે એણે પોતાની વિગત ટુંકામાં જણાવી. એ વિગત એના પોતાના શબ્દોમાં જ કહી લઉં.'

'મ્હારાં માબાપ ઉદવાડામાં રહે છે અને ત્યાં અમારૂં હોટેલ છે એ તમને ખબર હશે. અમારા હોટેલમાં અવારનવાર અનેક જાતના માણસ આવે એ સ્વાભાવિક છે; છતાં કેટલાક માણસો એવા પણ હોય છે કે જેને એકવાર મળ્યા પછી ભાગ્યેજ ભૂલી જવાય!

'ત્રણેક વર્ષપર એવા જ બે વિચિત્ર માણસોના સંબંધમાં હું આવી. બેઉ જણ ઘણા જ વિચિત્ર હતા એમ કહું તો ચાલે. નસીબ જોગે બેઉ જણ પાસે બાપદાદાનો પૈસો ઠીક હતો. એમાંનો એક વામનજી હતો, એની ઉંચાઇ ભાગ્યે ત્રણ ફીટ હશે. એનું નામ કાવસજી કરાણી. બીજો ખાસ્સો સાડા છ ફીટ ઉંચો હતો. એનું નામ મેહેરવાનજી મ્હેતા.

'કમનસીબે બેઉ જણે એકજ અઠવાડીયામાં મ્હારી પાસે લગ્નની માગણી કરી. બેઉ જણ વિચિત્ર હતા, એટલે મ્હેં બન્નેને એકજ જવાબ આપ્યો કે 'તમે સુખવાસી જીવ છો અને બાપકમાઇ પર તાગડધીન્ના કરો છો એ મ્હને પસંદ નથી. મ્હને પરણવાની ઇચ્છા હોય તો તમે તમારૂં પોતાનું એક યા બીજી રીતે નામ કાઢો, પૈસા કમાવ અને તમારામાં કંઇક મીઠું છે એની મ્હને ખાત્રી કરી આપો.'

'મ્હારી એ વાત સાંભળીને બેઉને ચીટકી લાગી ગઇ. એમણે ઉદવાડા છોડયું અને તેઓ પોતાનું નસીબ અજમાવવા નીકળી પડયા ! આજે તત્તણ વરસ થયાં એમનો પત્તો નથી.'

'એમના કંઇ ખબરઅંતર મળ્યાજ નથી?' મ્હેં પૂછ્યું.

'એવું છેક તો નથી. કરાણીના આજ વેર મ્હને બે કાગળો મળ્યા છે. એક બે વરસ પહેલાં અને બીજો અહીં આવ્યા પછી. એણે પોતાનું નામ કાઢયું છે અને 'મુંગા યાંત્રિક નોકરો'ની નવાઇભરી શોધ કરી એ હજારો રૂપીયા કમાયો છે. એના એ યાંત્રિક નોકરો અજબ જેવું કામ કરે છે ! એનો કાગળ મળ્યા પછી એ ગમે તે પળે આવીને પોતાની માગણી રજુ કરશે એમ મ્હને લાગ્યા કર્યું છે. એ કરતાં વધુ ધાસ્તી અને ફીકર મ્હેતા બાબત છે. એને મ્હેં જોયો નથી. એના કંઇજ ખબરઅંતર નથી. છતાં જ્યારે મ્હને કરાણીનો કાગળ મળ્યો ત્યારે મ્હેં એનું હસવું સાંભળ્યું કે 'કરાણી કાળને કિનારે છે.' આબાદ મ્હેતાના પોતનાજ શબ્દો, એનો અવાજ, એનીજ ઢબ; અને ચારે બાજુ ફરીને જોઉં તો કોઇ મળે નહિ ! એ કોણ બોલ્યું અને શી રીતે બોલ્યું તે મ્હને સ્હમજાયું નહિ ! એ ઉપરથી મ્હને મોટી ચિંતા તો મ્હેતાની થઇ પડી છે કે એ કઇ ઘડીએ આવી લાગશે ને પોતાની માગણી રજુ કરશે !'

'અમે આમ વાતો કરતાં બેઠાં હતાં ત્યાં સામેથી એક ન્હાની સરખી મોટર પુર જોસમાં હંકારતી આવી લાગી. એમાં એક ઠીંગુજી ઇસ્કીટાઇટ થઈ ને બેઠો હતો. એના પર નજર પડતાં તેહ-

મીના ગભરાઈ ગઇ. એ ઉપરથી મ્હને લાગ્યું કે આપનાર કરાણી હોવો જોઇએ.

'એ એકદમ પોતાની મોટરમાંથી નીચે ઉતર્યો અને અમારી પાસે આવ્યો. 'આ તમે જોયું ?' એણે પુછ્યું અને બારીના કાચપર ટપાલના સ્ટેમ્પના કાગળની લાંબી પટીઓથી ચોટાડેલો એક કાગળ બતાવ્યો, એ તાજોજ ચોટાડેલો લાગતો હતો. અમે વાત શરૂ કરી તે વખતે એવું કંઇ જ ન હતું. એના પર કુકરડા જેવા અક્ષરે લખ્યું હતું કે 'કરાણી મીસ તેહમીનાને પરણશે તો મરી જશે.' એ વાંચીને અમે ત્રણે જણ ડઘાઇ ગયાં.

'એ એનુંજ કામ !' કરાણી બોલી ઉઠયોઃ 'મીસ તેહમીના! એના મ્હારાપર થોકબંધ કાગળો આવ્યા છે અને દરેક વખતે એ-વીજ રીતે ધમકી આપી છે. એ કયાંથી કાગળો લખે છે તથા કેવી રીતે પહોંચાડે છે તેજ સ્હજાતું નથી.'

'મ્હને પણ એવોજ અનુભવ થયો છે.' તેહમીના બોલી અને એણે પોતાનો અનુભવ જણાવ્યો પછી એણે મ્હારૂં ઓળખાણ કરાવ્યું.

'પેલા વિચિત્ર કાગળો બતાવવાની મ્હને કરાણીએ ખાહેશ બતાવી એટલે હું એની સાથે ગયો. એનું મકાન અહીંથી બહુ દૂર નથી. એના જેવી જ એની મોટર પણ વિચિત્ર હતી. પણ એની વિગતમાં હું નહિ ઉતરૂં.

'અમે એના બંગલા આગળ પહોંચ્યા એટલે એક જણે ઝુકીને સલામ કરી. કરાણીએ એને પૂછ્યું કે 'કોઇ આવ્યું હતું ?' અને એનો એણે નકારમાં જવાબ આપ્યો.

'અમે બન્ને મકાનમાં દાખલ થયા. અંદર ગયા તો માથા વગ-રનાં યાંત્રિક માણસોની હારની હાર ઉભી કરેલી હતી. એ બધાં અતિશય આજ્ઞાધારક અને ચપળ હતાં. બટન દાબો અને તમને જોઇએ તે ચીજ હાજર થાય. બટન દાબો એટલે ખાવાનું હાજર. બટન દાબો કે ચહા તૈયાર. બટન દાબો કે ધારો તે હાજર. હું તો

એ જોઇને છક્ક થઇ ગયો અને **મી.** કરાણીને એની અજબ શોધ માટે મ્હેં ધન્યવાદ આપ્યો.

'એ બધું ખરૂં **મી. મીઆ !'** એણે કહ્યું: 'પણ મ્હારા યાંત્રિક નોકરો એક રીતે અધૂરા છે. તેઓ કોઈ ચીજ ચોરતા નથી, ખાઈ જતા નથી કે ખોટી લપ્પન છપ્પન કરતા નથી એની ના નહિ; પણ એ કાંઈ બોલી શકતા નથી. કોણ આવ્યું ને કોણ નહિ એ કહી શકતા નથી. એ એમનામાં મોટી એબ છે.'

'વખત આવ્યે એ પણ તમે પૂરી શકશો.' મ્હેં કહ્યું.

'આ જોયું ? નીચે આપણે તપાસ કરી તો કોઇ આવ્યું નથી એમ ખબર મળી, પણ અહીં તો એ ભાઇ સાહેબની હાજરીનાં ચોખ્ખાં નિશાન છે !'

'એમ !'

જુઓને ! આ ચીઠ્ઠી.'

'મ્હેં ચીઠ્ઠી લઇને વાંચી. એમાં ખૂલ્લી ધમકી હતી. તેહમીના સાથે સંબંધ ન રાખવા ચેતવણી આપી હતી અને સાથે સાથે ખૂન કરવાની ધમકી પણ આપી હતી. એ સિવાય બીજા અનેક કાગળો એણે મ્હને એજ મતલબના લખેલા બતાવ્યા.

'અને નવાઈની વાત તો એ છે કે એનો પત્તો લાગતો નથી. એ સાવ અદસ્ય રહે છે, છતાં એની ચીઠ્ઠીઓ અને ધમકીઓનો વરસાદ વરસે જ જાય છે!' કરાણીએ કહ્યું.

'મ્હેં એને ધીરજ આપી અને આ કામમાં **મી.** જયંતની સલાહ લેવાની સૂચના કરી, એટલે એણે મ્હને **મી.** જયંતને બોલાવી લાવવાનો આગ્રહ કર્યો.

'એના આગ્રહને માન આપીને હું અહીં આવ્યો છું; છતાં એની સ્થીતિ મ્હને ભયજનક લાગવાથી પાકો બંદોબસ્ત કરતો આવ્યો છું.'

'શો બંદોબસ્ત કર્યો છે?' હવે પંડિતજીએ પૂછ્યું.

'એક તો પેલા નોકરને કહેતો આવ્યો છું. બીજું પોલિસના એક સિપાઇને હું પાછો ફરૂં ત્યાંસુધી ધ્યાન રાખવા સમજાવી આવ્યો છું અને એની મહેનતનો બદલો આપવા સૂચના પણ કરી છે. એ સિવાય એક સિંગોડાવાળાને ચાર આના આપી બેસાર્યો છે અને પાછા ફર્યા પછી બીજા ચાર આના આપવાના કર્યા છે.'

'ઠીક ચાલ નટવર ! આપણે એમની સાથે જઇએ.' પંડિતજીએ સૂચના કરી.

એમ બેઉ જણ તૈયાર થયા અને મી. મીસ્રીની સાથે ગયા.

પાંચેક મીનીટમાં અમે મી. કરાણીના મકાન પાસે આવી લાગ્યા.

'કેમ કોઇ આવ્યું હતું ?' અમારા અસીલે સિંગોડાવાળાને સવાલ કર્યો.

' નારે સાહેબ ! તમારા ગયા પછી એમાં કોઇજ ગયું નથી. '

'ઠીક' એમ કહીને એને ચાર આના આપી વિદાય કર્યો.

પછી પોલિસના સિપાઇને પૂછયું. એણે પણ એવોજ ખાત્રી લાયક જવાબ આપ્યો.

ત્રીજા માણસે પણ એવોજ જવાબ આપ્યો.

પંડિતજી પોલિસ સાથે વાત કરતા નીચે ઉભા અને હું તથા મી. મીસ્રી આગળ વધ્યા.

કરાણીના ખંડમાં આવીને તપાસ કરતાં એના એક યાંત્રિક નોકર પાસે પુષ્કળ તાજું લોહી પડેલું જણાયું. એ જોઇને અમારી નવાઇનો પાર ન રહ્યો.

'કરાણીનું ખૂન થયું છે !' અમારા અસીલે બૂમ મારી. 'છતાં નવાઇની વાત એ છે કે એના ખૂનીની પેઠે એના શબનો પણ પત્તો નથી. '

અમે ચારે બાજુ તપાસ કરી પણ કંઈ પત્તો ન મળ્યો; એટલે નીચે આવ્યા ને પંડિતજીને વાત કરી.

એ મકાનને બીજો દરવાજો ન હતો તેમજ આવવા જવાનો બીજો રસ્તો પણ ન હતો. જે રસ્તો હતો તેના પર ત્રણ ત્રણ માણસોની ચોકી હતી. ત્રણે જણ એક બીજાને ઓળખતા ન હતા અને એમના વચ્ચે કંઈ સંતલસ થવા જેવો સંભવ ન હતો. એ છતાંયે એ મકાનમાં કોઈ માણસ અદશ્ય રીતે ગયું હતું અને કરાણીનું ખૂન કરી એના મૃત શરીરને અદશ્ય કરી ગયું હતું એ નવાઇની વાત હતી.

અમે એ વિષે ચર્ચા કરતા હતા ત્યાં પંડિતજીએ પોલિસના સિપાઇને બહાર મોકલ્યો.

અમારી ચર્ચા પૂરી થાય ત્યાં તો એ આવી લાગ્યો અને બોલ્યો: ' દરિયા કિનારે આપ કહો છો તેવું એક મુડદું પડયું છે ! '

' આપણે ત્યાં જઇને તપાસ કરવી જોઇએ.' અમારા અસીલે સૂચના કરી.

તરતજ અમે દરિયા કિનારા તરફ જવા નીકળ્યા.

કરાણીનું નાનું સરખું મુડદું કિનારા પર પડયું હતું અને એની બાજુમાં જ એક ભૂરા રંગની થેલી પડી હતી.

'હવે આપણે તપાસ શરૂ કરીએ.' મ્હેં સૂચના કરી.

'તપાસ ક્યારની યે પૂરી થઇ ગઇ.' પંડિતજી બોલી ઉઠયા. ' કોન્સ્ટેબલ!' એમણે પોલિસ તરફ જોઇને કહ્યું. ' પેલા ટપાલીને તમારા કબજામાં લઇ લો.' એમ કહીને નાળીએરીઓના ઝુંડ આગળ ઉભો રહેલો એક ટપાલી બતાવ્યો.

પોલિસના સિપાઇએ એને પકડયો, ત્યાં તો એ ફગલાઈ ગયો.

'પણ એ ગુન્હેગાર છે એમ શા ઉપરથી કહી શકાય?' અમારા વકીલે પૂછ્યું.

'ઘણીજ સહેલાઇથી. કોઈ પણ માણસ અદૃશ્ય રહી શકે એ માનવું જ મુશ્કેલ છે, એટલે પછી જ્યારે એમ કહેવામાં આવે કે અદૃશ્ય રીતે વાત સંભળાઈ ત્યારે એમાં કંઈ સમજફેર થઇ હોવી જોઇએ. એ ઉપરાંત આપણા સવાલનો જવાબ કઇ રીતે અપાય છે તેનો વિચાર કરીએ તો પણ જણાશે કે જવાબ આપનાર આપણે શું પૂછીએ છીએ તે તરફ લક્ષ આપવાને બદલે આપણે કેવા આશયથી પૂછીએ છીએ તે તરફ ધ્યાન દઇને જવાબ આપે છે. તને એમ પૂછીએ કે 'તું કોની સાથે રહે છે?' તો તું કહેશે કે 'જયંત સાથે.' પણ ખરી રીતે જોતાં તમારા બે ઉપરાંત સુલોચના, બીજા બે નોકર અને માળી પણ તારા બંગલામાં રહે છે જ. હવે ધારો કે ગામમાં પ્લેગ ચાલતો હોય અને હેલ્થ ઇન્સ્પેકટર પૂછે કે બંગલામાં કેટલાં માણસ રહે છે અથવા તું કોની સાથે રહે છે તો તને ખ્યાલ આવશે કે 'મ્હારી સાથે જયંત સિવાય સુલોચના અને બીજા નોકરો પણ રહે છે.' બન્ને જવાબ ખરા છે, છતાં સવાલનો શાબ્દિક અર્થ જોઇને અપાયલા નથી, પણ પૂછનારનો આશય સમજીને અપાયલા છે. એજ રીતે આપણે આ ત્રણે જણને પૂછ્યું કે 'કોઇ આવ્યું ગયું હતું?' એનો એમણે એ અર્થ કર્યો કે 'શંકા લાવી શકાય એવું કોઈ આવ્યું ગયું હતું?' અને એનો એમણે નકારમાં જવાબ આપ્યો. એ ઉપરથી સમજી શકાય છે કે જનાર માણસ શંકા લવાય એવું ન હતું. ધનજીશાની વાતમાં પણ બે વાર એવો ઉલ્લેખ થયો હતો. એક તો તેહમીનાએ કાગળ વાંચતી વખતે મ્હેતાનું હસવું સાંભળ્યું અને ધમકી પણ સાંભળી. હવે એ કાગળ આવ્યો શી રીતે? એ આપનાર તો કોઇ હોયજ ને. એજ જતાં જતાં બોલે કે હસે તો તેહમીના કાગળ વાંચવાના ધ્યાનમાં શી રીતે સમજી શકે? એજ મ્હેતા હશે એવો તો એને ખ્યાલ પણ શી રીતે આવે?

બીજી વખતે પેલો કાગળ કાચની બારી પર ચોટાડયો હતો અને એ ચોટાડવા ટપાલની ટીકીટોની કોરી પટ્ટીનો ઉપયોગ થયો હતો. એ ઉપરથી મ્હારી ખાત્રી થઇ હતી કે મ્હેતાએ ટપાલીની નોકરી લીધી છે અને પોતાના પાસા ફેંકવા માંડયા છે. છેક છેલ્લી વખતે એ અંદર ગયો અને પેલા ત્રણે નજરે જોનારને વ્હેમ ન આવ્યો. એણે કુરાણીનું ખૂન કર્યું અને એ ઠીંગુજીના ન્હાના શરીરને પોતાની ટપાલની ખાલી કોથળીમાં ખાલી થેલામાં નાખી અહીં લાવીને ફેંકી ગયો. એ છતાં પાછો ખંધો થઇને આપણી તપાસ ઉપર પણ દેખરેખ રાખવા આવ્યો !'

પંડિતજીના આ ખુલાસાથી અમે બધા દિંગ થઇ ગયા.

કોન્સ્ટેબલ પોતાના શિકાર સાથે ચોકી તરફ ગયો અને અમારો અસીલ પોતાની ખાટી મીઠી આશા ફળશે એમ માનીને મનમાં મલકાતો તેહમીનાને સમાચાર આપવા દોડયો.

હું અને પંડિતજી દરિયા કિનારે હવા ખાવા આગળ વધ્યા.

પંડિતજી આટલી શિઘ્રતાથી કામ કરી શકે છે એ તો મ્હેં આજે જ જાણ્યું અને એમને માટે મ્હને ઘણો ઉંચો મત બંધાયો.

*

# એક મહાપ્રશ્ન

પ્રશ્નોની પરંપરા સૃજન જૂની છે. દુનિયાભરમાં એવો તે કયો મનુષ્ય છે કે જેને પ્રશ્ન કરવા જેવો વખત આવ્યો ન હોય?

ડગલે ને પગલે, કાળ ને સ્થળની ગણના સિવાય અનેક પ્રશ્નો પૂછાયા છે, પૂછાય છે અને પૂછાશે.

એ તો થઇ સામાન્ય પ્રશ્નની વાત સાધારણ જનસમુદાયમાંયે જેમ કેટલાક મહાત્માઓ જડી આવે છે તેમ પ્રશ્ન સમુદાયમાં કેટલાક મહાપ્રશ્નો મળી આવે છે.

પ્રશ્નશાસ્ત્ર ઘણું વિશાળ છે અને તેનાં અનેક અંગઉપાંગો છે, એમાં ભાગ્યેજ કોઇ પારંગત હશે, ઘણાએ ગડમથલ કરીને થાક્યા પણ એ ગહન વિષયમાં ગોથાં ખાવા સિવાય બીજું કાંઇજ પ્રાપ્ત

કરી શકયા નથી, કારણકે એમ ન હોત તો અત્યાર સુધીમાં મ્હેં કે તમે 'પ્રશ્નશાસ્ત્ર વિશારદ' કે 'પ્રશ્નશાસ્ત્ર પારંગત' વિષે ઘણુંયે વાંચ્યું કે સાંભળ્યું હોત પણ સમાજના કમનસીએ એ વિષય હજીએ વધુ છણાયા સિવાયનોજ રહી ગયો છે.

મ્હારા જીવનમાં એવા એક મહાપ્રશ્નનો પ્રસંગ પરમદુર્ભાગ્યે આવી લાગેલો છે, પણ પરમાત્માના સ્વયં દર્શન વખતે તેમની તેજ જ્યોતિથી જેમ નયન વિલાઇ ને મીંચાઇ જાય છે તેમ એ મહા પ્રશ્નના વિચારમાં મ્હારી અક્કલનું તેલ સાવ સળગી ગયું છે, અને મગજ બુઠું થઇ ગયું છે. સજ્જનોની સલાહ સદાયે સન્માર્ગે દોરનારી હોય છે એમ સાંભળ્યું છે એટલે મ્હારી કથની વાંચનાર ! તમારી આગળ એ મહાપ્રશ્ન મૂકું છું. અલબત, એમાં આપના તરફથી મ્હને સહાય મળશે એવી આશા રાખું છું પણ તેને સ્થાને કદાચ નિરાશા મળશે તો જાણીશ કે ' સજ્જનોની સલાહ સદાયે સન્માર્ગદર્શક છે. ' એ વાક્યના શ્રવણ માટે મ્હારા કાનજ ગુન્હેગાર હતા.

એ મહાપ્રશ્ન મ્હારા જીવનમાં એવી રીતે સંકળાયલો છે કે તેના જવાબ ઉપર આખાએ જીવનનો આધાર છે અને તેના ઉપર મ્હારા ભાવિ સુખ કિંવા દુઃખ અવલંબે છે.

*

**શરદપૂનમનો ચાંદલો ઘડી ચમકીને જાય,**
**વરસ દિવસ વિત્યે સખી ! દોહલા દર્શન થાય.**

**ન્હાનાલાલ**

શરદપૂર્ણિમાની સુંદર રાત્રિનાં અનેક અવનવાં વર્ણનો વાંચનારે વાંચ્યાં હશે, એટલે એટલુંજ કહી દઉં કે ચાંદની ગગનમંડળમાં પ્રકાશી હતી અને આજે તેની એકકે કળા અધુરી ન હતી.

આડે દિવસે જ્યારે વાલકેશ્વરના બગીચાઓમાં ખુબ બહાર હોય છે, ત્યારે આવે દિવસે હોય તેમાં શી નવાઇ ? રસિયાં જન કલ્લોલ કરતાં હતાં અને ચંદ્રિકા અમીવર્ષણ કરતી હતી.

હું અને મ્હારી પ્રિય પત્ની સુશીલા અત્યાનંદમાં મગ્ન હતાં. અમારા લગ્ન પછીની આ બીજી શરદ પૂર્ણિમા હતી અને અમે માણી હોય એવી તો તે પહેલીજ હતી. અને એ દિવસ, વરસમાં ફક્ત એકજ વાર આવતો દિવસ અમને અખંડ અને નૂતન આનંદ આપે એમાં શંકાજ શી?

સુશીલા અમારી ન્યાતમાં રત્ન હતું અને તેને મેળવવાને મ્હારે અનેક મુશીબતો વેઠવી પડેલી.

વાત એમ બનેલી કે સારા વરની અમ્હારી જ્ઞાતિમાં ખોટ હોવાથી એક સારૂં ઠેકાણું મેળવવાને પડાપડી થતી. મૂળ અમે નડિઆદ પાસે વસોના અમીન, અને કૂળવાન કુટુંબના એટલે મ્હારા માટે પડાપડી થાય એમાં નવાઇ નહતી. કુળવાન કુટુંબ. વસો જેવું ગામ, ભણેલો મુરતીયો, અને વગવસીલા તથા પૈસાપાત્ર સગાંઓ એ બધુ મ્હારા જ્ઞાતિજનોને લલચાવવાને પૂરતા કરતાં એ અતિઘણું અધિક હતું.

પણ મ્હારા પિતાશ્રીનો વિચાર જરા વધુ મક્કમ હતો. અમારામાં તો ઝોળીમાં ઝડપાય ત્યારે ખરા કુળવાન, એમ સાધારણ માન્યતા છે, એટલે અત્યાર સુધી આવેલાં અનેક માગાંઓ તેમણે પાછાં વાળ્યાં હતાં અને જ્યાં સુધી હું બી. એ. ની પરીક્ષા ન આપું ત્યાં સુધી મ્હને ન પરણાવવાનું તેમણે નક્કી કર્યું હતું.

એમના રસ્તામાં અનેક પ્રલોભનો હતાં. પાંચ પાંચ સાત સાત હજારની પરઠણ આપનાર અનેક સજ્જનો તેમના ઉપર દબાણ કરતા અને સુમાર વગરની સિફારસો તેમને મુંઝાવી દેતી પણ તેઓ તો પોતાના નિશ્ચયમાં મક્કમ રહ્યા.

મ્હારા દાદા જરા જૂના વિચારના હોઇ તેમનો વિચાર મરતા પહેલાં ત્રીજી પેઢી જોવાનો હતો, એટલે પોતાથી બનતી સઘળી ઉતાવળે તેઓ મ્હારાં લગ્ન આટોપવાની તરફેણમાં હતા પણ તેમનેયે પિતાજી આગળ નમતું આપવું પડતું.

છેવટે હું બી. એ. ની પરીક્ષામાં બેઠો એટલે દાદાજીથી ન રહેવાયું. એક જાણીતા કુટુંબની કન્યા સાથે મ્હારાં લગ્ન તેમણે નક્કી કર્યાં. ભોગ જોગે પિતાજી પણ તે વખતે ત્યાં હતા અને તેમનાપર પણ દબાણ હોવાથી તેઓ ના ન કહી શકયા. આખરે મારા વિવાહના ગોળ ધાણા વ્હેંચાયા; છતાં તેની મ્હને તો જરાએ ખબર ન હતી.

*

મ્હારા એક સ્નેહી સાથે તે વખતે હું ઠાકોરદ્વારપર રહેતો હતો, પિતાશ્રી જવાથી ઘરમાં એકલા ગમતું ન હતું એટલે મ્હારા મિત્ર જયંતિલાલ સાથે તેમના બીલ્ડીંગમાંજ હું રહેતો હતો. હું અને જયંતિલાલ બાળમિત્રો હતા, અને કોલેજમાં સાથે હતા.

જયંતિલાલને ત્યાં એમના એક સગા સોજીત્રાથી આવનાર હતા. તેઓ આવ્યા ત્યારે પોતાની સાથે ઇટોલાના એક સદ્‌ગૃહસ્થને લેતા આવ્યા હતા. ઇટોલાવાળા ગૃહસ્થનું નામ અમથાભાઇ હતું અને તેઓ અમારીજ ન્યાતના હતા. સ્ત્રી કેળવણીમાં તેમણે નામ કાઢયું હતું અને તેમનો પુત્રી સુશીલા ચાલુ સાલેજ મેટ્રીકમાં બેઠી હતી. પાટીદાર કન્યા મેટ્રીકની પરીક્ષા આપે એ પહેલોજ પ્રસંગ હતો.

એકાદ બે દિવસ પછી જયંતિલાલ અને તેમના મ્હેમાનોને લઇને હું મ્હારે વાલકેશ્વરને બંગલે આવ્યો. તે વખતે બંગલાને સર નામે લખેલો વસોના એક સ્નેહીનો પત્ર મ્હને મળ્યો. તે વાંચતાંજ મ્હને જરા નવાઇ લાગી. મ્હારા લગ્ન જેવી અગત્યની બાબતમાં મ્હનેજ ન પૂછાય એ કયાંનો ન્યાય? શું પિતાજીના વિચાર ફરી ગયા? તેમણે ઘણી વખત સીધી કે આડકતરી રીતે મ્હને પૂછાવ્યું હતું અને એ વિષેના મ્હારા વિચાર જાણ્યા હતા ત્યારે આ વખતે આમ કેમ? મ્હેં એ પત્ર જયંતિલાલને આપ્યો અને તેણે અમથાભાઇને કાંઇક વાત કરી.

અમારી અજાયબી વચ્ચે આ કાગળની વાત સાંભળી અમથા ભાઇનું મોઢું એકદમ ઉતરી ગયું.

બે દિવસના સહવાસથી તેમના માટે મ્હને ઘણું માન પેદા થયું હતું એટલે તેમના આ ફેરફારનું કારણ જાણવાની મ્હને ઇચ્છા થાય એ સ્વાભાવિક હતું. મ્હેં તેમને પૂછયુંઃ ' કાં આપને શરીરે અસુખ છે?'

'ના, ના, કાંઇ નહિ' કહીને તેમણે વાત ઉડાવી.

આડી અવળી અનેક વાતો પછી તેમની સરભરાની વ્યવસ્થા કરવા હું ઉઠયો અને ભટને ચહા વિગેરે કરવાની સૂચના આપી.

થોડી વાર પછી જયંતિ મ્હારી પાસે આવીને બોલ્યોઃ 'નટવર, મ્હારે તને એક વાત કરવી છે.'

'ઓહો! એક તો શું પણ આઠ કહેને! કોણ ના કહે છે?'

'પણ જરા ગંભીર બાબત છે.'

'હરકત નહિ.'

'એક વિષયમાં તારા વિચાર જાણવા છે.'

'ભલે.'

'આજકાલ લોકો હિંમત હિંમત અને સુધારો સુધારો કરીને અનેક વાતો કરે છે, પણ વખત આવ્યે કામ કરી દેખાડનાર હજારમાં એક પણ ભાગ્યેજ નીકળે છે.'

'સાવ સાચી વાત, પણ એમાં ગંભીર બાબત કયાં આવી?'

'હું તેજ મુદ્દા પર આવું છું.'

'પણ ત્યારે આમ કાળુ કાળુ ને ગોળ ગોળ જેવી વાણીયા વિદ્યા શી?'

'જોને, તું પણ સુધારો થાય એમ ઇચ્છે છે અને ઘણી વખત વાતો કરે છે. તમારી પાટીદારની નાતમાં અનેક ખરાબ રિવાજો છે.'

'પણ તેની ના કોણ કહે છે?'

'ત્યારે જો એમાં કાંઇ સુધારો કરવા વખત આવે ત્યારે માણસે હિંમત રાખીને કામ લેવું જોઇએ.'

'ખરી વાત, પણ —'

'હું તેજ કહું છું. હમણાં હમણાં તમારાં મોટાં ગણાતાં ગામોમાં ખૂબ પૈસા લેવાય છે અને.....'

'હા પણ—' હું આ ભાષણનું કારણ ન સમજી શકવાથી અધીરો બન્યો હતો. જયન્તિને મ્હારી જ્ઞાતિ સાથે સ્નાનસુતક ન હતું, તો પછી આટલા ઉંડા ઉતરવાની એને શી જરૂર?

'જોને તારા જેવા પહેલ નહિ કરે તો કોણ કરશે? તારો હમણાંજ વિવાહ થયો. ચાર પૈસાનો ઘડો કે પાંચ રૂપીઆના બૂટ લેતાં તારા જેવા પૈસાપાત્ર પણ પંદર ઠેકાણે પૂછપરછ કરે છે અને જોઇ જોઇને લે છે તો પછી જોયા કર્યા સિવાય આ વિવાહ કેમ કર્યો?'

હવે વાત સ્હમજાઇ. જયંતિને કાંઇ મુદ્દો હોય એમ લાગ્યું. મ્હેં કહ્યું: 'પણ મ્હારી અનુમતિજ કયાં લેવાઇ છે? દાદાજી અને બાપુએ જે કર્યું તે ખરૂં.'

'ત્યારે તું નભાવી લેવા માગે છે? કન્યા કેટલું ભણી છે કે કેવી છે તેની ત્હને જરાયે ખબર છે ખરી?'

'નહિજ—'

'ત્યારે તું કબુલ કેમ કરે છે?'

'છુટકો નથી. પડયું પાનું નિભાવી લેવાનું. બીજું શું?'

'એમ નહિ. હિંમત સિવાય સામાજીક ફેરફાર થઇ શકે નહિ એ તારા જેવો ગ્રેજ્યુએટ ન સમજી શકે એ શું માની શકાય એમ છે? હિંમત રાખ—'

'અને પછી?'

'જો, આ અમથાભાઇ અહીં આવ્યા છે. તેમની સુશીલા માટે તું કાલેજ મ્હને વાત કરતો હતો—'

'તે? એનું શું?'

'શું શું શું કરે છે? છે એના જેવી તારી આખીએ ન્યાતમાં બીજી કોઇ?'

'ના.'

'ના ત્યારે, એવી કોઇ સારી કન્યા સાથે સંબંધ જોડવા પ્રયત્ન કર.'

'પણુ—'

'હવે પણુને બણુ, છે મરજી? હિંમત હોય તો 'હા' કહે. તેં તો એને જોઇ પણ છે અને એના માટે તું ઘણું સારૂં બોલતો હતો એટલે પછી જુગતેજોડું થવામાં ઉણુપ નહિ રહે.'

'પણ વડિલો—'

'અરે! પૂછ્યું હવે! એમણે તને પૂછ્યું છે? પરણુવાનું કોણ છે? તું કે એ?'

'હું.'

'તો પછી પસંદગી તારી કે એમની?'

'અરે, એ તો સુધારાની વાત થઇ.'

'એમાં શું? એમ હિંમત ન રાખે તો સમાજની ઉન્નતિ કેમ થાય?'

'પણ દાદાજીનું માન પડે તે.'

'પડયું હવે! એ તો સૌ તું મક્કમ રહીશ તો સીધા થઇ જશે. તારા વિચાર સ્થીર જોઇએ. આ અમથાભાઇ આવ્યા છે તે એ કારણે—'

'તેમાંજ ત્યારે મ્હારા કાગળની વાત જાણી એમનું મ્હોં ઉતરી ગયું.'

'બીજું શું? એ બિચારાની સ્થીતિ પણ દયાજનક છે. આવી સારી કન્યાને લાયક બીજું સરસ ઘર નથી જડતું. અને તમારાં મોટાં ગામોમાં તો દુકાળ પડયો છે તે કોદરાયે મોંઘા થઇ ગયા છે!'

'જા, જા દુકાળ શાનો?'

'વરનો. જોને સાવ ટારણુટોરણુના પણ બબ્બે પાંચ પાંચ હજારની વાતો કરે છે! ત્યારે પછી દુકાળ નહિ તો બીજું શું? તમારી બાપલિયા આપુસના ભાવ બહુ બોલ્યા! દસ દસ ને પંદર પંદર હજાર રૂપિયા કાંઇ કાંઇ ઓછા છે?'

'ખરેખર! એતો જુલમ છે.'

'ત્યારે તું એનીયે વિરૂદ્ધ છે?'

'ચોક્કસ.'

'તો પછી તારા લગ્નમાં પરઠણુ નહિ લેવા દેને?'

'મ્હારૂં ચાલે ત્યાં સુધી તો નહિજ.'

'ત્યારે જો, મ્હારૂં માને તો અમથાભાઇની વાત કબુલ કર. ઘર સારૂ છે, કન્યા સારી છે, અને જોઇએ તેવું સઘળુંયે છે. આજેજ તારા પિતાજીને લખી નાખ.'

જયન્તિલાલના દબાણુથી તેમજ મ્હારો નિશ્ચય થવાથી અમથાભાઈનો સંબંધ મ્હેં કબુલ કર્યો અને પિતાજીને લખ્યું: 'મ્હારા એક સ્નેહી તરફથી મળેલી ખબર મુજબ આપે મ્હારો વિવાહ અમુક સ્થળે કરવાનો વિચાર રાખ્યો છે પણ અત્રે ઇટોલાવાળા શ્રીયુત અમથાભાઇ એજ સંબંધ માટે આવેલા હોઇ તેમની માગણી કબુલ કરવી મ્હને વધુ વ્યાજબી લાગે છે. એમને ભાઇ જયન્તિલાલ માર-ફત વિવાહ માટે શ્રીફળ આપ્યું છે, અને તે મ્હેં લીધું છે, માટે કૃપા કરી એ સંબંધ કબુલ રાખી આભારી કરશોજી.'

થોડા વખતમાં પિતાજી તરફથી સવિસ્તર પત્ર આવ્યો તેમાં તેમણે મ્હારી વાતનો અસ્વીકાર કરી ઘણી ડાહી ડાહી શીખામણો આપી હતી.

પણુ હું તો વચન આપી ચુકયો હતો, એટલે પછી મક્કમ રહ્યા સિવાય છુટકો ન હતો. પિતાજીને કામનાં દબાણોને લીધે દેશમાં વધારે રોકાણુ થતું જતું હતું એવામાં જુવારના પોકની મોસમ આવી.

ઇટોલાથી શ્રી. અમથાભાઇએ ઘણાજ આગ્રહ પૂર્વક મ્હને તથા જયંતિને પોંક ખાવા બોલાવ્યા હતા. અલબત, એમનો અંદરખાનેનો આશય મ્હારો અને સુશીલાનો પરિચય વધે એ હતો તે અમે તરતજ સ્હમજી શક્યા હતા એટલે એ આમંત્રણનો અસ્વીકાર કેમ કરીએ ?

અમે તરત જ ઇટોલા જવા ઉપડયા.

*

ઈટોલા મોટું તો નહિ પણ નાનું સરખુંયે શહેર નથી. એ એક સાધારણ સારૂ ગામ કહી શકાય. રેલ્વે સ્ટેશન હોવાથી અને કપાસનાં બે એક જીન હોવાથી જાણીતું ખરૂં. એના ગ્રામ્ય સૌંદર્યનું તો પૂછવુંજ શું ?

કાનમની કાળી ધરતીમાં જ્યારે જુવારના પોંકની તક હોય છે, ત્યારે ઓર આનંદ આવે છે પણ એ તકની મઝા લુટનાર રસિકો થોડા હોય છે કારણકે તે વખતે બે મોસમ જોડાજોડ ચાલતી હોય છે. એક કપાસની અને બીજી લગ્નોની. કપાસની વીણી ઉપર વીણી ફાટયે જાય છે તેમાંથો ભાગ્યેજ વખત ફાજલ પડે અને વળી અધુરામાં પૂરી એ વખતમાં લગનસરા ચાલે છે એટલે કામની ધમાલમાં એ રસ લુંટાયા વગરનોજ રહી જાય છે.

પણ અમથાભાઇને ત્યાં એમ ન હતું, ઇટોલામાં એ ઘણાજ પ્રતિષ્ઠીત અને પાંચસો કુભા જમીનના વતનદાર હતા. તેમનું જીન આખા જીલ્લામાં જૂનું અને જાણીતું હતું.

અમારી આગતા સ્વાગતામાં જરાયે ઉણપ ન હતી. વિવાહની વાત એમણે છાની રાખી હતી, અને મ્હને જયંતિના મિત્ર તરીકે ઓળખાવ્યો હતો. એ વાત ફક્ત સુશીલા તથા તેનાં માતુશ્રી અને બીજા બે ત્રણ કુટુંબીજ જાણતા હતાં.

મનમાનતો પોંક ખાધો અને અમે લુટાય તેટલો આનંદ લૂટયો. શી લીલી હરીઆળી સીમ ! અને શું સુંદર કુદરતની દુલાદિલની બક્ષીસ !

પણ મ્હારૂં હૈયું તો ચનગની રહ્યું હતું. સુશીલાને મળવાની સુંદર તક હું શોધી રહ્યો હતો અને તે મ્હને મળી. એક દિવસે બપોરના સુશીલા અમ્હારા ખણ્ડમાં આવી.

ખણ્ડમાં હું એકલોજ હતો, જયંતિ કાંઇ બહાર ગયો હતો એટલે અમ્હારા આનંદની અવધિ હતી.

પ્રિયતમાના પ્રથમ દર્શન અને મીલનના અનેક રમ્ય પ્રસંગો આજ સુધી કવિઓએ કલ્પ્યા છે અને લેખકોએ લખ્યા છે પણ પણ તેની સંભાવિતા વિષે ઘણાને શક હોય છે. હિંદુ સંસારમાં એ દશ્યો ઘણાંજ દુર્લભ છે તેની ના પાડી શકાય, પણ મનની માની પ્રિયતમા, સુસંસ્કારી અને જાતેજ પસંદ કરેલી સહચરીના પ્રથમ મીલનનો આનંદ, એ સર્વે લખાણો અને કલ્પનાઓથી પર છે એમ હું મ્હારા જાતિ અનુભવ ઉપરથી કહી શકું છું.

ને પછી—

ગાલે સુરખી આવીતી ને હૈયું ધબકે ઘણું,
મુઝવણ અને બ્હીક એ બન્ને વર દાખવે.
હૃદય ધબકે બન્નેનાં ને નહિ સુઝતું કંઈ,
પ્રથમ વદવું કોણે ? ને શું ? વિચાર થયા તહીં
શરમ ન તૂટે સ્ત્રીથી કિંતુ પુરૂષની પ્હેલ હો !

એ હિસાબે મ્હેંજ વાત છેડી. એક વખત લગામ છૂટી મુકી એટલે પછી તો પૂછવુંજ શું ? અવનવા આનંદે અમે પેટ ભરીને વાતો કરી.

એક બીજા વચ્ચે પત્રવ્યવહાર ચાલુ રાખવાની ભલામણો થઇ. મ્હારાં લખેલાં કાવ્યો અને બેએક પુસ્તકો મ્હેં તેને ભેટ આપ્યાં અને

પછી તો ના છૂટકે તેને જવું પડયું. આબબત એ ગઇ ને મ્હારૂં ચિત ઠરી ગઇ.

પછી તો તારામૈત્રક ઘણીએ વખત રચાયું.

થોડા દહાડાનો આ રમ્ય અનુભવ અને આનંદ લઇ અમે મુંબાઇ આવ્યા, મ્હારા વિચાર દૃઢ થયા હતા, પણ હજી પિતાજી તથા દાદાજી તરફથી જરાયે હકારમાં જવાબ ન હતો.

એવામાં દાદજીની માંદગીનો તાર આવવાથી મ્હારે વસો જવું પડયું. એમને ન્યુમોનીઆ લાગુ પડયો હતો અને દરદ ભયંકર હતું, આ સ્થિતિમાં તેઓ ઝાઝા દિવસ નહિ કાઢે એમ ડૉકટરનું કહેવું હતું.

કહે છે કે 'ગોળીને મોંઢે ગરણું બંધાય કાંઇ ગામને ઓછુંજ ગરણું બંધાય છે?' મ્હારા વિવાહની વાત કોણ જાણે કઇ રીતે પણ વસોમા જાણીતી થઇ ગઇ હતી. હું ગયો એટલે જ્યાં જુઓ ત્યાં એની એજ વાત. લોકોમાં પણ બે પક્ષ, કેટલાક કહેતા, 'આજકાલના છોકરા વહી ગયા! ઘરડે ઘડપણ આ નટવર તો દાદાજીનું માન પાડવા બેઠો છે! શો કળજુગ આવ્યો છે? પાટીદારની નાતમાં કાંઇ કન્યા જોવા જવાય? ગોર ને વાળંદના કયાં તોટા પડયા છે? એ છોકરાનું કર્યું થાય તો નાક કપાઇ જાય નાક!'

જ્યારે બીજો પક્ષ કહેતો કેઃ 'ગમે તેમ પણ છોકરે સંબંધ સારો શોધ્યો. અને પરણવાનું એને છે ને! એને જે ગમ્યું તે ખરૂં. એના જેવા સારા ઘરના પહેલ ન કરે તો પછી લોક સુધરે કેમ?'

જ્યાં જાઉં ત્યાં બેમાથી એકાદ પક્ષની કાંઇક વાત મ્હારા સાંભળવામાં આવતી. લોકોને જાણે બીજો ધંધો ન હોય તેમ આખુંએ ગામ આદુ ખાઇને આ વાત પાછળ પડયું હતું. સૌને એમાં ભારે રસ પડતો હતો.

અમારો એક પિતરાઇનો મ્હને એટલે સુધી કહેવા લાગ્યો કેઃ

'નટવર, મુઝાઇશ નહિ. તારા દાદા ન માને તો અમને લખજે. પચીસ માણસ લઇને હું આવીશ.'

એમના જેવા ઘરડા માણસને આવી રીતે બોલતા જોઇ મ્હને પણ અચંબો લાગ્યો. મ્હેં કહ્યું: 'ભલે કાકા, પણ મ્હારો વિચાર એમ છેક છેલ્લે પાટલે બેસવાનો નથી. બને ત્યાં સુધી સલાહસંપથી અને વડિલોની સંમતિથી પગલું ભરવું છે, છતાંયે વખત આવે જરૂર હશે તો આપને લખીશ.'

પાટીદારના કુળવાન કુટુમ્બોમાં ગોર અને હજામ કન્યાને જોવા જાય એવો પરંપરાનો રિવાજ છે અને તેને પણ મ્હેં તિલાંજલિ આપી હતી. લોકોને એથી પણ વાત કરવા પૂરતો ખોરાક મળ્યો હતો, એ રૂઢીની અનિષ્ઠતા વિષે મ્હારી પાસે અનેક પૂરાવા મોજુદ છે એટલે એને તો કાઢી નાખવીજ જોઇએ એવી મ્હારી દ્રઢ માન્યતા હતી.

પણ કમનસીબે દાદાજી દેવલોક પામ્યા, અને મનની મુરાદ મનમાં રહી. એમની ક્રિયા વિગેરેમાં રોકાવું પડયું અને આ વર્ષે તો લગ્નની વાત મુલતવી રાખી.

મરણ પાછળના ખર્ચો પણ નિરૂપયોગી છે એવી મ્હારી દઢ માન્યતા છે પણ પિતાજીને હું મ્હારા વિચારને મળતા ન કરી શકવાથી ના છૂટકે મ્હારે દાદાજીના એ પ્રસંગમાં ભાગ લેવો પડયો.

દરેક ચીજનો સારો અને ખરાબ એમ બે ઉપયોગ થઈ શકે છે. મ્હેં પણ એ પ્રસંગનો સદુપયોગ કરવા નિશ્ચય કર્યો.

એ પ્રસંગે કેટલાંક મ્હારા વિચારને મળતાં સગાં સંબંધી અને મિત્રોદ્વારા પિતાજીને સમજાવવા ખુબ પ્રયત્ન કર્યો અને આખરે સારા ભાગ્યે તેમણે તોતાની અનુમતિ આપવાની હા પાડી.

એ આખું એ વર્ષ તો વહીજ ગયું. સુશીલાના કાકાનો જુવાન દીકરો મરણ પામવાથી એના કુટુમ્બમાં પણ શોક હતો.

બીજે વર્ષે અમારાં લગ્ન થયાં પણ તે નોંધ લેવા જવાં હતાં. ઝાઝી ધમાલ અને ખોટા ડોળ સિવાયનાં એ પ્હેલાં લગ્ન હતાં, એટલે જોનારને તો ઘણી નવાઇ લાગતી.

લગ્ન અને તે પછીની વિગતોમાં ઉતરૂં તો ઘણો વખત વહી જાય અને ધાર્યા કરતાં લંબાણ અતિ વિશેષ થઈ જાય એટલે નથી ઉતરતો.

ટુંકામાં અમે આમોદ પ્રમોદ અને આનંદ વિહારમાં અનેક દિવસ નિર્ગમન કર્યા. મ્હારા પિતાજીનો એ અરસમાં દેહવિલય થયો અને મ્હારે માથે બધા કામ ધંધાની જવાબદારી આવી પડી.

વસોમાં અમારી થોડી ઘણી જમીન હતી. વડોદરામાં સયાજી-ગંજમાં એક બંગલો અને મુંબાઇમાં વાલકેશ્વર ઉપર બંગલો તથા બજારગેટમાં બે માળાઓ હતા; તેમજ મૂળજી જેઠા માર્કેટમાં કાપડની દુકાન હતી.

ના છૂટકે મ્હારે અભ્યાસને તિલાંજલિ આપી કામ ધંધો સંભાળવો પડયો.

પિતાજીના મરણ પાછળ મ્હેં પ્રેત ભોજન નજ કર્યું, મ્હારા સિદ્ધાંતોની વિરૂદ્ધ વર્તવાની મ્હારી રજપણ ઇચ્છા નહતી અને એ પાળતાં જે કાંઇ સહન કરવું પડે તે સહેવા હું તૈયાર હતો.

લગ્ન માટે જેમ અનેક વાતો થઈ હતી તેમજ આ વખતે પણ થઇ. જૂના વિચારનાઓએ પેટ ભરીને મ્હારી નિંદા કરી પણ તેથી શું ? દરેક નવી ચીજ કે નવો રિવાજ અથવા નવી વાત કરનારને એ અનુભવ વેઠયેજ છૂટકો.

થોડા દિવસોથી સુશીલા મુંબાઇ આવી ગઇ હતી અને અમે અમારા વાલકેશ્વરના બંગલામાંજ રહેતાં હતાં.

અમારી અગાસીમાંથી મુંબાઇનો મનમોહક દેખાવ નજરે પડતો હતો. અનેક જાતનાં વાહનો અને જાત જાતના નાગરિકોના પગરવથી ગાજી રહેતી ચોપાટી, શાન્ત અને સુંદર અરબી સમુદ્ર, દૂરથી દેખાતું મહાલક્ષ્મીનું વિશાળ મંદિર અને મુંબાઇનાં અનેક પ્રેક્ષણીય મકાનોનો અતિશય રમ્ય દેખાવ આંખને આનંદ આપતો હતો.

શરદ પૂર્ણિમાની ચાંદની આજે કોણ જાણે ક્યાંય સહેજ ચમકીને વાદળાંમાં છુપાઈ હતી એટલે ઘેરા ઘેરા પ્રકાશમાં અમારે વિજળીનો પ્રકાશ ઉમેરવો પડ્યો. તે સિવાય મઝા પડે એમ ન હતું.

દૂધ, પેંવા અને બીજી અનેક સરસ ચીજો સુશીલાએ સ્વહસ્તેજ પીરસી અને અમે અત્યાનંદથી અનેક મીઠી મધ જેવી વાતો કરતાં જમ્યાં.

લગ્ન વિષે સુશીલા મ્હારા વિચાર જાણતી હતી છતાંયે અમે એ ચર્ચામાં ઉતરી પડયાં અને મ્હારા અંગત સિદ્ધાંતો જાણવાની તેણે માગણી કરી એટલે એ બાબત છેડવા સિવાય છૂટકો ન હતો.

'જોની સુશીલા, આપણામાં તો હમણાં હમણાં રૂઢી ઘણી બલવત્તર થતી ચાલે છે. રૂઢીએ એટલું તો જોર જમાવ્યું છે કે ન પૂછો વાત'.

'હા, શાસ્ત્રથી એ રૂઢી બલવત્તર છે એવું એક સંસ્કૃત વાક્ય છે ખરૂં.'

'અને માણસો આંખો મીંચીને તેનું અનુકરણ કર્યે જાય છે. આપણામાં કુલવાન કુટુંબોમાં સ્ત્રીઓને માટે એક ફરજીયાત કાયદો છે—'

'શો!'

'વિધવા થાય તો પછી વૈધવ્ય વ્રત સંપૂર્ણ પાળવું. ન પાળે તો જોર જુલમથીયે પળાવાય.'

'અરે ! નાની નાની કન્યાઓ જેમણે વર કે ઘર કાંઈ જોયાંય નથી તેમની પાસે પણ વરના મરણ પછી એ વ્રત દબાણ કરી પળાવાય છે.'

'અને અનેક અમાનુષી જુલમની વાત આપણે સાંભળીએ છીએ. તો પછી એક વાત વિચારવા જેવી છે, સ્ત્રીને માટે આ કાયદો ફરજીયાત છે ત્યારે પુરૂષને માટે કેમ નહિ ?'

'તો પછી કુળવાન શાના ?'

'વાહ ! ઘણીવાર પરણે તો ઘણા કુળવાન ગણાય ! એ માન્યતા ખોટી છે. સ્ત્રીને વૈધવ્ય પાળવું પડે તો પુરૂષે વિધુરાવસ્થામાં કેમ ન રહેવું જોઇએ. તેણે પણ એજ રીતે સંયમ પાળવો જોઈએ, પણ મૃત પત્નિને પૂરા પાંચ દિવસોય ન વીત્યા હોય ત્યાં તો ફરીથી પરણવા તૈયાર થઈ જાય છે. અરે, પેલા ચંદુલાલનીજ વાત કરીએ તો એણે અનેક સુંદર કવિતાઓ લખેલી અને એક પત્નીવ્રત વિષે લાંબાં પહોળાં ભાષણો આપેલાં ને જ્યારે એનીજ પત્ની મરણ પામી ત્યારે તરતજ ફરી પરણવા તૈયાર થયો ! કેટલી નીચતા ! એક પતિવ્રત જેમ કુલીનોમાં રૂઢ થયુંછે તેમ એક પત્નીવ્રત રૂઢ થવું જોઈએ.'

'ત્યારે ધારો કે હું મરણ પામું તો તમે ફરીથી નહિ પરણો ?'

'નહિજ, કાળાંતરેય નહિ. સ્ત્રીને પુરૂષ એ એકજ દ્વિદળના બે છુટા દળ છે. શાસ્ત્રો ને લખાણો પુરૂષોએ લખ્યાં એટલે કાયદા ઘડયા સ્ત્રીઓ માટે ! જાણે પોતાના જેવુ તો કોઇ શ્રેષ્ટજ ન હોય !

સ્નેહ લગ્નની વિધવાને પુનઃલગ્ન સમું પાપ નથી.
દેહ લગ્નની વિધવાને પુનઃલગ્ન સમું પૂણ્ય નથી.

ન્હાનાલાલે એ લખ્યું ત્યારે વિધુરો માટે કેમ વિચાર ન કર્યો ! શું વિધવાઓજ એમની આંખમાં ખુંચતી હતી ?'

'હા, એ બાબતમાં પુરૂષો સ્વાર્થી તો ખરા! પણ એમ તે હોય! કાંઈ કાંઈ કારણો માટે એક કરતાં વધુ પત્ની કરવી પડે છે. સંતાન માટે, સેવા માટે......'

'તો પછી હિંદુઓ નસીબને શા માટે માને છે? ને સ્નેહની વાતો શા માટે કરેછે? એવી જરૂરીઆતો માટે બીજાને શા માટે બાળે છે? ખરૂં કહું તો સુશીલા, હું તો એક પત્નીવૃતનો મોટો હિમાયતી થવા માગું છું. આ ઝાંખા ચંદ્રની સાખે, પેલા ઉછળતા જળનીધિની સાખે અને કલ્લોલતી કુદરતની સાખે હું પ્રતિજ્ઞા લઉં છું કે સુશીલા સિવાય અન્ય સુંદરીઓને માતા ભગિની ગણી કાળાંતરેય એક પત્નીવૃતથી વંચિત નહિ થાઉં.'

'પણ આટલું બધું? આપને પ્રતિજ્ઞા લેવા હું કયાં કહું છું?'

'નહિ સુશીલા, તું નથી કહેતી એ વાત ખરી, પણ મ્હારે મારા એ સિદ્ધાંતની પહેલ કરીને બીજા પાસે હિમાયત કરવી જોઈએ.'

'જેવી આપની મરજી.'

*

વિઠ્ઠલભાઈ પટેલ એ પાટીદાર જ્ઞાતિનું ઝળકતું રત્ન છે. આજે તેમને માટે સમાજે ગાર્ડનપાર્ટીની ગોઠવણ કરી હતી.

ગુજરાતની અનેક નાની મોટી નાતોમાં પાટીદાર જ્ઞાતિ સૌથી મોટામાં મોટી છે. ઓછામાં ઓછા પાંચ સાત લાખ માણુસ એ જ્ઞાતિમાં હશે. એટલી મોટી જ્ઞાતિનેય કોઈ ઓળખતું ન હતું. એને ઓળખાવી પાંચ પંદર માણુસોએ. એ પાંચ પંદરમાં વિઠ્ઠલભાઈનો નંબર પહેલો બીજો આવે છે.

કહે છે કે એ જાહેર જીવનમાં પડયા ત્યારથી દાઢી રાખવા માંડી ને જેમ જેમ એમની દાઢી મોટી ને જૂની થતી ગઈ તેમ તેમ એ અનેક પતિષ્ટીત સ્થાનો પર આવતા ગયા અને લોકોનું

માન ભર્યું પ્રતિનીધિત્વ વરતા ગયા. હજીએ એમની દાઢી વધશે ને વળી કોઇ ઉંચા સ્થાને ચઢશે.

દિલ્હીની વડી ધારાસભાના પહેલા લોકનિયુક્ત હિંદી પ્રમુખ તરિકે તેઓ નીમાયાથી તેમની સેવાની કદર કરી, પાટીદાર સમાજે આજે ગાર્ડનપાર્ટી આપી હતી.

કોંગ્રેસ હાઉસ અચ્છી રીતે શણગાર્યું હતું. મુંબાઈના અનેક નાગરીકોએ પધારીને એ પ્રસંગને શોભાવ્યો હતો.

પણ પાટીદાર એટલે જમાડવાની બાબતમાં દુલ્લાદિલનો માણસ. એ એકજ વાતની સદાય અવ્યવસ્થા. ખર્ચે ખુબ પણ વિવેક વિનાનું.

ઘણા ગૃહસ્થોને આમંત્રણો આપેલાં પણ જે પદ્ધતિસરની ગોઠવણ બીજી ગાર્ડનપાર્ટીમાં હોય છે તે ત્યાં ન હોવાથી આમંત્રિત સજ્જનો કરતાં અન્યજન વિશેષ હતા, અને તેથી ઘણી ભીડ થઇ ગઈ હતી !

હું આમ તેમ ફરતો હતો એવામાં મ્હારા એક જૂના મિત્રનો ત્યાં ભેટો થઈ ગયો. કોલેજમાં અમે બેઉ સાથે હતા.

'કેમ નટવર, તું તો કાંઈ અમને સાવ ભૂલીજ ગયો !'

'નારેના ! ઘનશ્યામ, તને તે ભૂલાય ? શું કરે છે ? ઘણે દહાડે મળ્યો !'

ઘનશ્યામ જાતે નાગર ગૃહસ્થ હતો અને એનું કુટુંબ ઘણુ આગળ પડતું હતું. વડોદરા અને અમદાવાદમાં તેના પિતાની પેઢીઓ હતી અને મુંબાઇમાં શાખા હતી. કોલેજનો અભ્યાસ પતાવીને તે તે બેએક વર્ષથી અમદાવાદ રહેતો હોવાથી અમે મળ્યા ન હતા.

'શું કરીએ ? પિતાજીએ મને અહીંનું કામ કાજ સોંપ્યું છે, એટલે હવે તો અહીં રહેવાનું રાખ્યું છે.'

'ક્યારે આવ્યો ?'

'દસેક દહાડા થયા, આવજેની, આજેજ ચાલ ! દોઢેક કલાક લાગશે. દૂર નથી, પારલેજ હું રહું છું.'

'આવીશ વળી કોઈ દિવસ'

'કેમ ! મોંઘા થવું છે ! ચાલને આજેજ.'

તેના અત્યાગ્રહને માન આપી મ્હેં મ્હારી ગાડી પાછી મોકલાવી અને ઘનશ્યામની મોટરમાંજ તેની સાથે પારલે આવ્યો.

હજી તે પરણ્યો ન હતો. તેની સાથે તેની બ્હેન સુધા આવી હતી. સુધાએ પણ ઘણો સારો અભ્યાસ કર્યો હતો અને તે જ્ઞાન પિપાસુ લાગતી હતી.

મ્હારી આગતા સ્વાગતા થયા બાદ થોડીવાર અમે ગપ્પાં મારવા બેઠાં.

ઘનસ્યામનો બંગલો વસ્તીથી જરા દૂર હતો એ ઠીક નહિ એ વાત પર મેં એમનું લક્ષ્ય ખેંચ્યું, પણ તેના પિતાજીએ ૧૯૨૦–૨૧ ના ઉછળતા ભાવોમાં એ જગ્યા લીધેલી અને ત્યાંજ બંગલો બંધાવેલો એ વાત તેણે મ્હને કરી. ધીરે ધીરે વસ્તી વધતી જતી હતી અને પારલામાં એવી તો કંઈ બ્હીક હતી નહિ.

સુધાએ પણ બીલકુલ સંકોચ સિવાય મ્હારી સાથે જાણે અમે લાંબા વખતથી ઓળખતાં હોય તેમ વાત કરી.

એકાદ બે દિવસ પછી ફરીથી મળવા આવવાનું વચન આપી મ્હેં રજા લીધી. બીજે દિવસે ઘનશ્યામને મ્હારે ત્યાં લઈ ગયો.

બે ત્રણ દિવસ પછી સાંજના વખતે હું પારલે આવ્યો. ઘનશ્યામ હજી આવ્યો ન હતો એટલે સુધા સાથે હું વાતે વળગ્યો.

સુધા હજી કુમારી હતી અને એમનું કુટુંબ સુધરેલું હોવાથી સુધાની મરજી સિવાય તેનાં લગ્ન કરવાનો તેના પિતાજીનો વિચાર ન હતો.

વાત વાતમાં સુધા મ્હારી સાથે પણી છૂટ લેવા લાગી. તે મ્હારી સાથે અનેક ચર્ચાઓમાં ઉતરી.

મ્હારૂં સ્વાગત પણ તેણે અતિશય ઉત્તમ પ્રકારે કર્યું. તે હારમોનીયમ તથા દિલરૂબા વગાડવામાં નિપુણ હતી એ પણ તે વાદ્યો વગાડીને તેણે મ્હને બતાવી આપ્યું.

કળાની પણ તે શોખીન હતી. ચિત્રકળામાં કરેલી તેની પ્રગતિ જોઇ હું તો છક્ક થઈ ગયો ! તેનાં ભાવપૂર્ણ અને સંપૂર્ણ કળાવિધાન જાળવી આંકેલાં સુંદર ચિત્રો જોઇને મ્હારાથી તેને સહસા ધન્યવાદ અપાઇ ગયો.

હજીયે ઘનસ્યામ ન આવ્યો, સુધાએ ધીરેથી લગ્ન સંબંધી વાત છેડી. આજકાલ થતાં પરજાતિ વચ્ચેનાં લગ્ન વિષે તેણે મ્હારા વિચાર જાણવા માગ્યા.

મ્હારા વિચારો મ્હેં પણ છૂટથી જણાવ્યા. આર્ય સંસ્કૃતિથી એ લગ્નો વિરૂદ્ધ હતાં એ મ્હારી માન્યતાનું અનેકશઃ પ્રતિપાદન કર્યું પણ સુધાને તેથી સંતોષ થતો ન લાગ્યો.

'પણ નટવરલાલ ! નાની સરખી નાત કે ગોળમાં લાયક યુવાન ન હોય તો પર કોમમાં કેમ ન પરણાય ?'

'પણ એ આપણી સંસ્કૃતિથી વિરૂદ્ધ નથી લાગતું ? નાની નાની નાતો જોડવાનો પહેલાં પ્રયત્ન કરવો જોઇએ. જે રસ્તે કામ લેવું જોઇએ તે રસ્તે નથી લેવાતું તેથીજ ઘણો ગોટાળો થાય છે.'

'પણ બે પગલાં ભરીએ તો પછી પુરતો સુધારો થતાં સેંકડો વર્ષ લાગે. તમારા હિસાબે પહેલાં નાના ગોળ તુટે ને એક નાત થાય.'

'હાસ્તો, બ્રાહ્મણોની ચોરાસી નાત. તેમાંયે અનેક તડ ને અનેક ગોળ એ બધા તુટીને એક જ્ઞાતિ થાય અથવા તો તડ ને ગોળ તુટે તોયે આપવા લેવાનું વર્તુળ મોટું થાય.'

'પણ એટલી બધી વાટ જોવા કરતાં ઉગ્ર સુધારો કાં ન કરવો? એ જૂદી જૂદી કોમ વચ્ચેનાં લગ્ન વ્યવહારમાં આવે તો જ્ઞાતિઓ જલદી તુટે ને સુધારાનું કામ જલદી થાય!'

'એ તો જેવી જેની માન્યતા. તમે પોતે વર્ણાંતર લગ્નનાં હિમાયતી છો?'

'જરૂર. નાગરોમાં લાયક પુરૂષોજ ક્યાં છે?'

'શી વાત કરો છો? ઘણાય છે.'

'તમે જોતા હશો, હું નહિ. મ્હેં તો હવે એક આરાધ્યદેવ શોધી કાઢયો છે ને તેનેજ મેળવવા પ્રયત્ન કરીશ.'

'પણ તમારો દેવ તમને પસંદ કરે છે?'

'તે તો હવે જણાશે.'

'તમે જાણવા પ્રયત્ન નથી કર્યો?'

'કરૂંછુજ. ખરી વાત કહું નટવરલાલ, હું તો તમનેજ ચાહું છું. ગયે વખતે આવ્યા ત્યારથી આપના માટે મ્હારા હૃદયમાં પ્રેમ-સ્થાન લીધું છે.'

'સુધાબ્હેન, હું તો પરણેલો છું.'

'ખરેખર! ઘનશ્યામે તો મ્હને કાંઇ કહ્યું નહિ!'

'તમે પૂછ્યું નહિ હોય. એ વિચાર મનમાંથી કાઢી નાખજો.'

'એ કેમ બને? આજ સુધી આવી વિષમ સ્થીતિ મ્હેં કદી અનુભવી નથી. મ્હેં તો તમનેજ મ્હારા આરાધ્યદેવ માન્યા છે. તમે જોઇએ તો વિચાર ફેરવો કે માન્યતાઓ બદલો પણ આખર મ્હારી સાથે પરણ્યા સિવાય છૂટકો નથી. તમે ભલે પરણ્યા હો, એમાં શું? હું તો તમારા સિવાય બીજા કોઇને વરવાની નથી.'

એવામાં બહાર ઘનશ્યામ આવ્યો એટલે એ વાત બંધ પડી. કલાકેક સુધી બેસીને મ્હેં રજા લીધી.

સુધાના મગજના આ વિચિત્ર ફાંટાથી મ્હને ઘણું હસવું આવ્યું. ક્યાં હું ને ક્યાં એ? એ નાગર બ્રાહ્મણ ને હું પાટીદાર, અમારા

લગ્ન શી રીતે સંભવે ! સ્ત્રી કેળવણીને આવીજ ઉચ્છૃંખલ કન્યકાઓ એબ લગાડે છે એમ મ્હને લાગ્યું, પણ સુધાને કેમ કરી ઠેકાણે લાવવી !

દિવાળીના દિવસોમાં ઘનશ્યામે મ્હને ખાસ આગ્રહ કરવાથી ત્યાં ગયા સિવાય છૂટકો ન હતો. દિવાળીને દિવસે મ્હેં પારલે મળવાનું વચન આપ્યું હતું તે મુજબ ગયા છતાં ઘનશ્યામ ન મળ્યો.

એમના બંગલામાં કોઇ વૃદ્ધ બાઈ રહેવા આવી હતી તે કોણ હતી તે મ્હેં પૂછ્યું ન હતું અને પૂછવાની જરૂરેય શી ? હું ધારતો હતો કે સુધા હવે પેલી વાત ભૂલી ગઇ હશે અને વિચાર બદલ્યા હશે પણ તે તો ઘણીજ મક્કમ હતી.

'નટવરલાલ, તમારાં બ્હાનાં ટકવાનાં નથી, છેલ્લા પાંચ સાત દિવસોમાં મ્હેં બહુ વિચાર કર્યો છે.'

'પણ એવાં લગ્ન સમાજ અને શાસ્ત્ર વિરૂદ્ધ છે—'

'ખોટી વાત. એક નહિ પણ અનેક દાખલા હું આપને બતાવી શકીશ.'

'તે હશે.'

'તો પછી તમે કેમ ના કહો છો ? અમારીજ નાતની પેલી હંસાકુમારી, પારસીઓમાં **મીસ પીટીટ** અને એવી તો ઘણીએ કુમારિકાઓ પરકોમમાં પરણી તો પછી મ્હને શી હરકત ? તમે માની જાવ તો મઝા આવશે.'

'અશક્ય.'

'ભૂલ કરો છો. અશક્ય કે અસંભવિત કાંઇજ નથી. કોઇપણ પ્રયત્ને એ કાર્ય પાર પાડવાનો મ્હેં નિશ્ચય કર્યો છે અને તેમાં હું ભાગ્યેજ ફેરફાર કરીશ.'

'પણ મ્હારો વિરોધ ?'

'નહિ ટકે. જાનના જોખમે પણ હું તમારી પાસે એ વાત કબુલ કરાવીશ, કાંતો તમને વરીશ કે કાં તો મારીશ કે મરીશ પણ મ્હારી વાત તો નહિજ મુકું.'

'તમે ભયંકર સાહસ ખેડો છો.'

એકાએક તે બેડેના ખંડમાં જઇને કોઇ ચીજ લઇ આવી બોલી: 'બોલો નટવરલાલ, તમે મ્હને વચન આપો છો કે નહિ ? ના કહેશો તો પહેલાં આપનું ખૂન કરીશ અને પછીથી આજ રિવોલ્વરથી આત્મઘાત.'

મ્હારી છાતી સામે ભરેલી રિવોલ્વર તાકીને તે ઉભી. પ્રસંગ વિષમ હતો. તેના ઉપર ઝપટ મરાવી હું રિવોલ્વર ઝુંટાવી શકુ એમ પણ ન હતું તે પૂર્ણ સાવધ હતી.

'સુધા કુમારી, મરણ કાંઇ એટલું સસ્તુ નથી, અને આ રીતે મ્હારો સિદ્ધાંત પાળતાં તે મળતુ હોય તો તેને ભેટવામાં મ્હને હરકત નથી.'

'શા માટે જીવન એળે ગુમાવો છો ? માની જાવને !'

'નહિજ, સિદ્ધાંતોની સાધના અર્થે દેહનું બલિદાન હું ખુશીથી આપીશ.'

'ત્યારે નહિ માનો ?'

'ના.'

તેણે રિવોલ્વરનો ઘોડો દબાવ્યો પણ એકાએક પાછળથી પેલી વૃદ્ધ બાઈ આવી લાગી અને તેણે સુધાના હાથ પર ઝાપટ મારી એટલે રિવોલ્વરની ગોળી ઉંચે થઇને ચાલી ગઇ.

સુધાને એણે ધમકાવી અને આવું ભયંકર પગલું લેતાં વારી. તેણે મારો જીવ બચાવ્યો હતો એટલે તેટલા પુરતો તો હું તેનો ઋણી હતો.

ઘનશ્યામને આ વાત ન કહેવાની વિનંતી કરી મ્હેં ત્યાંથી રજા લીધી.

લાભ પાંચમને દિવસે પેલી ડોસી મ્હારે બંગલે આવી ને મ્હને એકાંતમાં મળવા વિનંતી કરી.

પછી તેણે મ્હને જણાવ્યું કે સુધાના પંજામાંથી મ્હારો જીવ બચાવી કરેલા ઉપકારના બદલામાં તે કાંઈક માગવા આવી હતી.

'આપને જે જોઈએ તે જણાવો એટલે હું તે આપીશ.'

'વચન આપો છો ?'

'હાજી, ઘણી ખુશીથી. જીવન જેવી મોંઘી ચીજને તોલે બીજી કોઈ ચીજ આવી શકતી નથી માટે આપ જે કહેશો તે આપવા કે કરવા તૈયાર છું.'

'જો જો ભાઈ, પાછળથી ફરી ન જાવ.'

'નહિજ.'

'તો પછી સુધાકુમારીનું આપ પાણિગ્રહણ કરો, એ મ્હારી માગણી છે.'

માથાપર વિજળી પડી હોત કે એકાએક પૃથ્વી ફાટીને હું તેમાં ગળાઈ જતો હોત તોયે ભડકત નહિ તેથી અતિશય વધારે હું ભડક્યો.

'અરરર ! એ શું માગ્યું ?'

'આપવું હોય તો એજ આપો નહિતર કાંઈ નહિ. તમારૂં વચન ગયું એમ માનીશ. બીજું શું ?'

'તમે પરિસ્થીતિનો વિચાર તો કરી જુઓ. સુધા જુવાન અને ઉછૃંખલ છે, જ્યારે આપ તો વયોવૃદ્ધ અને સ્થીર બુદ્ધિનાં છો તો પછી કાં વિચાર કરતાં નથી ! મ્હારા પોતાના સિદ્ધાંતોથી વિરૂદ્ધ વર્તવા આપ કેમ દબાણ કરો છો ?'

'એ બધા લાંબા વિચાર કરવાનું મ્હારૂં કામ નથી છતાં એવા દાખલા ઓછા નથી બનતા ? તમારાજ વિઠ્ઠલભાઈ પટેલ આવાં લગ્નો કાયદેસર ઠરાવવાને બીલ લાવ્યા હતા. તમારામાં ઘણાય મોટા મોટાએ પણ એક ઉપર બીજી સ્ત્રી કરવાના દાખલા બન્યા છે તો

પછી આ શું ખોટું છે? નાગરી ન્યાતની કન્યા તમારા જેવાના ભાગ્યમાં ક્યાંથી લખાઇ હોય?'

બે દિવસ પછી જવાબ આપવાની વાત કરી ડોસીને મેં વિદાય કરી ને વિચારની પરંપરામાં ડૂબી ગયો.

*

મ્હારા જીવનમાં આ એક વિષમ પ્રસંગ ઉપસ્થિત થતો હતો. એક મહાપ્રશ્ન મ્હારી સામે ખડો હતો અને તેના વિચારમાં મ્હારૂં ચિત્ત ડામાડોળ થઇ ગયું છે.

સુધાકુમારી જેવી નાગર કન્યાને પરણવાથી મારી આબરૂની બરબાદી થવા ઉપરાંત સુશીલા જેવી સદ્દગુણી અને સુશીલ પત્નીને આપેલા વચનનો ભંગ થાય છે, અને મ્હારો મહા મોંઘો સિદ્ધાંત કે જેના પાલન માટે જીવ આપતાંયે હું ન ડર્યો તેનું પતન થઇ જાય છે તેમજ આખી જીંદગી રદ બાતલ થઇ જાય છે, કારણકે બે પત્નીઓ સાથે કઇ રીતે જીવન ગાળવું? સુશીલાનો મ્હારે વિશ્વાસઘાત કરવો? તેને તાજુંજ આપેલું વચન તોડવું? એક પત્નીવૃતની મ્હારી દિક્ષા અને હિમાયતની હોળી કરવી? આ વિગેરે પ્રશ્ન પરંપરા મુંઝવતી હતી.

અને જો તેને ન પરણું તો પણ અનેક પ્રકારનાં દુઃખ હતાં. સુધાકુમારી આત્મઘાત કરવા તૈયાર હતી. ડોસીને આપેલું મ્હારૂં વચન વ્યર્થ જતું હતું, અને મ્હારે મન જે વચનની પ્રાણ કરતાંયે વધારે કિંમત હતી તે કેમ જવા દઇ શકું? જેણે એક વખત જીવ બચાવ્યો તેના ઉપકારનો રજ પણ બદલો ન વાળું તો કેવો કૃતઘ્ની ગણાઉં?

આ મહાપ્રશ્ન મ્હારી સન્મુખ ખડો છે અને તેમાંથી કયો માર્ગ લેવો તેના નિર્ણયપર આવતાં મ્હારી અક્કલનું તેલ સાવ ખુટી ગયું છે. વાંચનાર મિત્ર! એ મહાપ્રશ્નનું નિરાકરણ આપ કરશો? મ્હારી દુઃખદર્દની કથની તમારી આગળ છે તો તેમાં એટલો ભાગ લેશો કહો મ્હારે શું કરવું?

*

# ઉષારસિક

ચર્નીરોડ સ્ટેશનથી ચોપાટી જવાને રેલ્વેનું ફાટક ઓળંગ્યા સિવાય છૂટકો નથી. રોજ સાંજે હજારો માણસોની મેદની નાનું ફાટક ઓળંગવાને અને ચોપાટી ઉપર જવાને તૈયાર હોય છે. પાંચ પાંચ દસ દસ મિનિટે બી. બી. સી. આઇ. રેલ્વે કંપનીની લોકલ ટ્રેનો દોડતી હોવાથી નાનું ફાટક પણ બંધ થઇ જાય છે એટલે બબ્બે ત્રણ ત્રણ મિનિટ સુધી માણસોને ખડે પગે ઉભું રહેવું પડે છે.

રસિક આજે ફરવા આવ્યો હતો. કોલેજના વાંચનથી કંટાળ્યો હોઈ પોતાના મિત્રો સાથે ફરવા આવવા વિચાર હતો પણ ધીરૂ કે કંચન ન મળી શકયા એટલે એ એકલોજ આવ્યો હતો.

ક્વીન્સ રોડ ઓળંખી ફાટક પર આવવાની તૈયારી કરતો હતો અને અરધો રસ્તો રસિકે ઓળંગ્યો હતો, એવામાં એક રમણી દોડતી દોડતી આગળ વધી. સામેથી પૂરજોસમાં દોડતી મોટરની અડફટમાં તે આવી ન આવી એટલામાં પોતાનું બધું બળ વાપરી રસિક દોડયો અને તેનો હાથ પકડી ખેંચી લીધી પણ મોટરનું ચક્કર તેના પગ ઉપર ફરી વળ્યું. તરતજ માણસો એકઠાં થઇ ગયાં.

ભાડાની વિકટોરીઆ કરી રસિક તે રમણીને ડૉ. દેસાઇની પાસે લઇ ગયો. તેમણે અભિપ્રાય આપ્યો કે સાધારણ વાગ્યું છે અને પાંચેક દિવસમાં મટી જશે.

ડૉક્ટરે તેને પાટા બાંધ્યા અને તેઓ વિકટોરીઆમાં બેઠાં.

રસિકે પૂછ્યું: 'બ્હેન, આપ ક્યાં રહો છો?'

'બોરાબજાર, કિંગ રોડ' તેણે જવાબ આપ્યો.

ગાડી બોરાબજારમાં લેવડાવી અને એક મોટા માળા આગળ તેઓ ઉતર્યાં. રસિકે નીચેથીજ રજા લીધી.

×

ધીરજલાલ દેસાઇનું કુટુંબ નડીઆદમાં સારી ખ્યાતિ પામ્યું હતું. વંશપરંપરાથી તેની જાહોજલાલી ચાલી આવતી હતી. તેમને કેટલીક જાગીર પણ આગળ ઉપર સારી કામગીરી બજાવી હોવાથી મળેલ હતી.

ધીરજલાલને સંતતિમાં એક પુત્ર અને પુત્રી હતાં. ઉષા તેમની બહુ લાડકી દીકરી હતી. તેમના એક સગા મુંબાઇમાં રહેતા હતા અને છેલ્લાં ત્રણેક દિવસથી ઉષા પોતાની માતા સાથે મુંબાઇ આવી હતી.

ઉષાનો વિવાહ વસોમાં છોટાલાલ અમીનને ત્યાં તેમના પુત્ર રસિકલાલ સાથે કરવામાં આવ્યો હતો પણ રસિકલાલ એમ. બી.

બી. એસ.નો અભ્યાસ કરવા મુંબાઇ રહેલો હોવાથી ધીરજલાલે કે તેમનાં પત્નીએ તેને જોયો ન હતો.

ઉષા ઘેર આવી અને માતાને પોતાના અકસ્માતની વાત કહી. માતાએ તેને ઠપકો આપ્યો કે મુંબાઇમા રસ્તો ઓળંગતાં નદી ઓળંગવા જેટલી સાવધાની રાખવી, સામે પાર કેમ જવું તે તો વિચાર કરવા જેવી વાત છે.

×

સાગરરાજનાં પ્રચંડ મોજાં ઉછળતાં ઉછળતાં ધીમાં પડી જઈ મુંબાઇના નાગરિકોના પાદ પ્રક્ષાલે છે, અથવા તો શ્રમથી પીડિતોનો થાક ઉતારે છે એ સ્થળ તો તમે જોયું હશે.

એ એવું રમ્ય સ્થળ છે કે જ્યાં મુંબાઇની અલબેલી વસ્તી સાંજે પધારે છે, પહેલી રાત સુધી સાગરરાજનો ધીર ગંભીર પાઠ શ્રવણ કરે છે અને શ્રમ ટાળી આનંદે આલ્હાદે–છે એ સુંદર સ્થળ તે ચોપાટી.

ઉષા આજે આવી હતી, બાબુલનાથનાં દર્શન કરવાનો વિચાર કરી એ તે તરફ જતી હતી.

રસિક કંચન સાથે કોલેજમાંથી આવતો હતો ત્યાં કંચને તેને આગ્રહ કર્યો કે ચોપાટી જઇએ.

વાલકેશ્વર તરફથી તે બન્ને આવતા હતા ત્યાં થોડે દૂર એક રમણી જોઇ રસિકે કંચનને કહ્યું:

‘ કંચન, પરમ દિવસે પેલાં બ્હેનને અકસ્માત નડયો હતો. મ્હેં તને વાત કરી હતી ને ?’

‘હા. એ મુંબાઇથી હજી નવીનજ લાગે છે છતાં આમ એકલાં આવે છે એ ઠીક નહિ.’

‘અરે પણ જો તો—’

એવામાં ‘ધબ્બાક’ દેતું ને કોઇ પડયું. રસિક અને કંચન સફાળા દોડયા. તે તેજ રમણી હતી.

કેળાનું છોડું પગ નીચે આવ્યું એટલે પથ્થરની લાદી ઉપરથી પગ સરકયો હતો.

માથું રંગાયું અને કપાળમાં ઢીમણું થયું.

રસિકે વિકટોરીઆ કરી અને ત્રણે જણ ડૉ. દેસાઇને ત્યાં ચાલ્યાં. મલમ પટો કર્યો અને બેઉની રજા લઇ ઉષા બોરા બજાર વિદાય થઇ.

રસિકને ઉષાનું સ્મરણ રહ્યું અને ઉષાને હૃદયે રસિકના બે ઉપકાર સુંદર રીતે વસ્યા.

×

ધીરજલાલને ત્યાં આજે બે મહેમાન આવનાર હતા. એક તો રસિક અને બીજો રસિકનો પીતરાઇ ભાઇ પ્રમોદ. પ્રમોદ ધીરજલાલના કુટુંબથી જાણીતો હતો અને નડીયાદમાં ઘણા વખત આવેલો હોવાથી ધીરજલાલના ઘરમાં સઉને ઓળખતો હતો.

સવારના સાડાદશ થયા એટલામાં એક ખડખડ પાંચમ જેવી ગાડી આવીને ડેલીએ ઉભી રહી.

તેમાંથી બે જણ ઉતર્યા. રસિક આગળ ગયો.

ઉષા ઓસરીમાં હીંચકા ઉપર બેઠી હતી. રસિકને જોઇ તે ઉઠી, ઉપકારની સ્મૃતિ થતાં તે બોલીઃ

'આવો ભાઇ, આજે તો અમારૂં આંગણું પાવન કર્યું ! ખુશીમાં તો ખરા ને ?'

'હા. બ્હેન, તમે અહીંઆં રહો છો ?'

'હાજી, આપ—'

પ્રમોદ આગળ આવ્યો એટલે તે અચકી, પણ આગળ ચલાવ્યું 'અમારી—'

'ઉષા, ઉષા' ઘરમાંથી ઉષાની ભાભીએ બુમ મારી. ઉષા અંદર ગઇ. તેની ભાભીએ પૂછ્યું:

'તે દિવસે મુંબાઈમાં મ્હને અકસ્માત થયા હતા તેની તને વાત કરી હતી ને?'

'હા'

'તેજ. જેમણે મ્હને બચાવી હતી તેમની સાથે.'

'પણ એમને તમે બરાબર ઓળખતાં નથી?'

'કેમ?'

'અરે જાવ, ભાઇ કહીને કોને બોલાવો છો તે ખબર છે?'

'ના, ત્યારે એ કોણ?'

'ગાંડી મ્હારી નણુદલ! તારો વર!'

'હેં?'

×

'રસિક! કોની સાથે વાત કરતો હતો!'

'કેમ? પ્રમોદ! તને મ્હેં તે દિવસે અકસ્માતો વાળી રમણીની વાત કરી હતી ને? તેની સાથે.'

'પણ રસિક! એને તું બરાબર ઓળખતો નથી?'

'કેમ?'

'તે સિવાય તું બ્હેન બ્હેન કહી વાત ન કરે!'

'ત્યારે એ કોણ?'

'તારી વહુ!'

'શું કહે છે?'

'સાચું છે તે.'

*

# શનિનો એક્કો

એના જેટલો ગંજીફાનો ભાગ્યેજ બીજા કોઇને શોખ હશે ! જ્યારે જુઓ ત્યારે એના ખીસ્સામાં ગંજીફાનો સૅટ તો હોયજ. કોઇ પણ બીજો માણસ આવ્યો કે તે રમવાની વાત કરેજ કરે !

રાતના બાર વાગે જાવ તોયે બોરીવલીના બંગલામાં એ પોતાના એકાદ બે મિત્ર કે ચાકર નોકર સાથે પણ રમતોજ હોય.

ચંદુલાલ શેઠનું નામ દો કે કોઇ પણ પૂછશેઃ ' પેલા ગંજીફાવાળાને ?'

અને એ શોખ એટલેથી અટક્યો ન હતો. એની સાથે સરત મારવાની ટેવ પણ આવી હતી અને અને તેણે જુગારને જન્મ આપ્યો હતો.

પત્તાંની સાથે તે ઘણી વખત આમ જુગાર રમતા. એમના કેટલાક મિત્રો તે જાણતા અને તેઓ પણ ભાગ લેતા. કોઇ કોઈ વખત મઝા આવતી.

રાતના ૭–૪૫ ની ચર્ચગેટથી ઉપડતી ટ્રેનમાં ચંદુલાલ શેઠ બેઠા હતા. એમને એ ગાડી ઠીક પડતી. ચર્ચગેટથી એ સીધી વાંદરે જતી.

આખાએ ફર્સ્ટ ક્લાસના ખાનામાં એ એકલાજ હતા. બાજુનાં ખાનાંઓ પણ લગભગ ખાલી હતાં. શીયાળાની રાત હોવાથી ઠંડીને લીધે કે પછી ઉતારૂ ન હોવાથી એ ખાનાંઓનાં બારણાં બંધ હતાં.

સબર્બન જીલ્લામાં આખાએ મુંબાઈ ઇલાકા કરતાં વધારે ગુન્હા થાય છે. મુંબાઇના ભામટા રાતોરાત પરાંઓમાં પહોંચી જઇ હાથ મારી આવે છે અને પહેલી બીજી લોકલમાં મુંબઇ ચાલ્યા જાય છે. એમ ન થતું હોય તો ગુન્હાનું પ્રમાણ એ જીલ્લામાં સૌથી ઓછું હોત.

પોલિસનો બંદોબસ્ત પણ એ જીલ્લામાં ઘણો કંગાલ કહી શકાય. વસ્તીના પ્રમાણમાં તેમનું રક્ષણ કરવા પૂરતીયે પોલિસ નથી એમ ઘણાની ફરિયાદ છે.

બોરીવલીમાં ચંદુલાલ શેઠની જોડેનાજ બંગલામાં રાતના વખતે ચોરી થવાથી એમને ચટપટી થઇ હતી. એમણે તરતજ રિવૉલ્વરના લાઇસન્સ માટે અરજી કરી હતી.

થોડી દાનદક્ષિણા ને પૂજાપાત્રી થયા પછી આજે એમને લાઇસન્સ મળ્યું હતું અને આદમજી ઇભરામજીને ત્યાંથી તેમણે ફોલ્ડ-સોની છ બારની એક રિવોલ્વર ખરીદી હતી. કાર્તુસ પણ લીધા હતા.

ચંદુલાલ શેઠનાં ખીસ્સાં પૈસે તર રહેતાં પણ હમણાં હમણાં તે ખૂબ ઉડાવતા હોવાથી તેમના ઉપર જરી વધારે જાપતો હતો.

દરેક સ્થળે કોઇને કોઇનું રાજ્ય હોય છે. કાંતો સ્રીનું કે પુરૂષનું. ચંદુલાલને ઘેર હજી વિગ્રહ ચાલતો હતો પણ વિજયની દેવીએ પોતાની જાતિનોજ પક્ષ કર્યો હતો. શેઠાણીની ગૃહસત્તા દહાડે દહાડે પ્રબળ થતી જતી હતી. એનું પ્રાબલ્ય શેઠની ગંજીફાની અને જુગારની પ્રવૃત્તિને દબાવે એટલું ન હતું એ વાત ખરી પણ એ લક્ષ્ય સ્થાન વેધવાની વૃત્તિ તો હતીજ.

*

ઉપડતી ગાડીએ એમના ખાનામાં એક જાડા જેવા ગૃહસ્થ ચઢયા. તેમનો હાંફ તો માય નહિ. જાડુ શરીર એટલે બેજે બેજે એમણે ગાડી પકડેલી.

તે અંદર આવ્યા એટલે ચંદુલાલ તેમને જોઈ બોલી ઉઠયાઃ 'કેમ મનુશેઠ આટલું બધું મોડું ?'

'મોટરને અકસ્માત થતો રહી ગયો અને તેને લીધે જરા મોડું થયું. દોડયો ન હોત તો ગાડી જાત !' હાંફતાં હાંફતાં તેમણે જવાબ આપ્યો.

'ઠંડી ખૂબ પડે છે મનુશેઠ !'

'બારી બંધ કરો બીજું શું ? ગંજીફો છે ને ?'

'તે વિના તે કંઈ ચાલે !'

'પેલી ચોરીનો કંઇ પત્તો લાગ્યો ?'

'શાનો લાગે ? પોલિસનો બંદોબસ્ત બરાબર હોય તો લાગે ને ? મનુશેઠ એમ પારકે ભરોંસે બેસી રહેવામાં માલ નહિં મ્હેં તો નક્કી કર્યું છે કે આપણે જાતેજ બચાવ કરવો.'

'વાહ ! પણ કેમ બચાવ કરશો ? આટલી ઉમ્મરે અખાડામાં જશો ?'

'નારે ! આજે રિવોલ્વર આણી છે. કાલથી એની પ્રેકટીસ શરૂ કરીશું. ટારગેટ ઉપર બરાબર મારતાં આવડયું એટલે પત્યું. પછી વખત આવે ઉપયોગ કરતાં કયાં નથી આવડતું ?'

'જાવ જાવ, તમારૂં પૂન્ય તમારે દ્વાર. તમારી રિવોલ્વર ને તમારૂંજ ખૂન કરતાં એ લોકને કાંઈ ઓછીવાર લાગવાની હતી!'

'એજ ભૂલ છે ને! પેલા કૃષ્ણુલાલને ઓળખો છો? એને ત્યાં, તોપ, બંદુક ને રિવોલ્વર ત્રણુ છે. રાત વરત એ અમથો અમથોયે ભડાકા કર્યે જાય છે, અને આજે આઠ વરસ થયાં એ લતામાં જરાયે ચોરાયું નથી. એ પેલા દારૂગોળાના પ્રતાપ!'

'એ પણુ ઠીક. એ યુક્તિ અજમાવવા જેવી તો ખરી!'

'જુઓને મનુશેઠ! સૌ ઠંડા લોહીનું ખાવા ઇચ્છે છે. જાણી જોઇને સાપના દરમાં કોણુ હાથ ઘાલે?'

'ખરૂં, જોઉં તમારી રિવોલ્વર.'

ચંદુલાલે રિવોલ્વર જોઇને બાજુએ મુકતાં કહ્યું: 'ચાલોને બાજી શરૂ કરીએ. આ મહાલક્ષ્મી તો આવ્યું!'

અને બેઉ જણે રમવા માંડયું. સરત મરાઇ અને હારજીત થતી ચાલી.

દાદર, માંટુગા ને માહિમ ગયાં. વાંદરા આવ્યું ત્યારે ચંદુલાલે છસો અડસઠ રૂપીઆ ગુમાવ્યા હતા.

બીજી દસ મીનીટમાં બરાબર અગિયારસો પર આંકડો પહોંચ્યો.

અગિયારસો રૂપીઆ? અધધધ! આટલી રકમ વીસ મિનીટમાં ચંદુલાલે કદી ગુમાવી ન હતી! એમનું જ્યારે કુંકે ફાટતું ત્યારે એ રકમ નજીવી હતી પણુ આ વખતે? જ્યારે શ્રીમતિનું પ્રાબલ્ય વધતું જતું હતું અને તેમના ખર્ચ ખુંટણુપર બરાબર અંકુશ હતો, ત્યારે એ રકમ ઘણી મોટી હતી. એ ગુમાવવા જેટલી મૂર્ખતા કરવા બદલ પોતાને પસ્તાવો થયો.

ખરેખર! આજે સાઠમારી થવાની! હજી તો આ એક હોળી પૂરી નથી થઈ ત્યાં આ વળી કયાંથી નવી પીડા ઉભી કરી! પણુ પૈસા આપ્યા પછી શું? ન આપ્યા હોત તો મનુશેઠને વાયદો કરત! હારજીત મુજબ બેઉ જણે તરતજ નોટો એક બીજાને આપી દીધી હતી એટલે ગર્થ ગયા પછી ચંદુલાલને જ્ઞાન આવ્યું હતું.

' અનુશેઠ, એક કામ કરશો ?'

' બોલોને કોણ ના કહે છે!'

' ત્યારે આજે જીતેલા પૈસા પાછા આપશો ?'

' શું બોલ્યા ? પાછા જોઇએ ? કાંઈ ગાંડા થયા ? એમ તે પાછા અપાતા હશે! આપણે તે કાંઈ નાના છોકરાંની રમત રમત હતા!'

' આપવા પડશે.'

' જાવ જાવ કાંઇ એમ તે થતું હશે! જુઓ, તમે જીત્યા હોત તો પાછા આપત ખરા કે?'

' તે ગમે તેમ હોય! પણ છૂટકો નહિ થાય! મ્હારે ચાલે એમ નથી! અગીયારસો રૂપીઆ આજે મેં તમને આપ્યા. હમણાં વખત ઘણો બારીક છે.'

' તે તમને પાલવતું નથી ખરૂંને! પણ હું ક્યાં કહેવા આવ્યો હતો કે રમોજ રમો! અને રમ્યા પછી જીતવાની વાત તો નસીબ પરજ ને! ચાલો થોડું વધારે રમો. તમે જીતો તો તમે લઈ જાવ.'

' તે નહિ બને, હું હારૂં છું તે હાર્યા કરીશ. તમે છાનામાના એ પૈસા મ્હને આપો તેમાંજ મઝા છે.'

' નહિ તો શું કરશો ?'

' જે થશે તે.'

' શું ?'

' આ પાસે છે,'

' રિવોલ્વર ?'

' હાજી. તેનો ઉપયોગ.'

' જાવ, જાવ, તમે એટલે સુધી મૂર્ખા થશો એમ હું નથી માનતો!'

' ન માનેલું માનવું પડે છે સમજ્યાને!'

બેઉ વચ્ચે હાથ ચાલાકી અને બાથંબાથા શરૂ થઇ. જાડું શરીર દેખાય ભારે પણ કસરત ન કરી હોય તો બાથંબાથામાં ભાર વાગે.

ચંદુલાલે નીચા નમી બાજુની બેઠક પર પડેલી રિવોલ્વર લીધી અને મનુશેઠ સામે ધરી.

મનુ શેઠે ઝાપટ મારી પણ તે ચંદુલાલના બીજા હાથ પર વાગી અને હાથ સંભાળવા જતાં બીજા હાથ પરનો કાબુ છૂટયો, ઘોડો દબાયો અને ધડુમ દઇને ગોળી છૂટી.

તરફડીને મનુ શેઠ પડયા. ગાડી જોગેશ્વરી અને ગોરેગામની વચ્ચે હતી.

એક બે ડચકીયાં અને મનુશેઠની જીવનલીલા સમાપ્ત.

આ સંજોગોમાં ગમે તેવાનું મગજ કાબુમાં ન રહે તો ચાંદુલાલનું કેમ રહે! એ ગભરાઈ ગયા.

આવી વિષમ પરિસ્થીતિની તેમને કલ્પનાયે ન હતી! જરા જરામાં ખૂન પર વાત આવશે એમ એમણે સ્વપ્નેય ધાર્યું ન હતું.

પણ કર્યું તો પૂરૂ કર્યા સિવાય કાંઈ છૂટકો છે! એકદમ તેમને એક વિચાર આવ્યો.

મનુશેઠના ખીસ્સામાંથી પોતાના પૈસા કાઢી લીધા અને તેમની ઘડીઆલ કાઢીને કાંટા ફેરવ્યા. ૬–૩૦ નો વખત મૂકયો.

ધીરે રહીને તેમને બહાર ઘસડયા અને બારણા આગળ લઈ જઈ એ શરીરને ગોઠવ્યું.

જવા વારે પૂલ આવ્યો. જ્યારે પોતાનો ડબ્બો પૂલપર આવ્યો. ત્યારે ચંદુલાલે પેલા અચેતન શરીરને ધક્કો મારીને નાખી દીધું,

બીજે દીવસે સવારમાં ગોરેગામના સ્ટેશન પર ધમાલ હતી. મનુશેઠ નામના જાણીતા સદ્ગૃહસ્થનું મૃત શરીર સ્ટેશન પાસેના પૂલ પરથી મળી આવ્યું હતું.

પોલિસે આવીને એનો કબજો લીધો. શેઠના સગા વ્હાલાઓને ખબર આપવામાં આવી.

ડિટેક્ટીવ જયંત બોરીવલીમાં રહેતો હતો. તેનો તથા મનુ શેઠનો બંગલો પાસે પાસે હતા. એટલે તરતજ એને ખબર મળી.

ગોરેગામ જતાં મનુશેઠના ભાઇ મગનલાલે એને પણ સાથે લીધો.

પોતાની રીત મુજબ તેણે મૃત શરીર તપાસ્યું. ગાડીમાંથી અકસ્માત પડી જવાથી મૃત્યુ થયું હતું એ માન્યતા તેણે ખોટી પાડી અને જણાવ્યું કે શેઠનું ઇરાદાપૂર્વક ખૂન કરવામાં આવ્યું છે.

પણ ખૂન થયું શાથી? એ એક સવાલ હતો. ખીસ્સાં પાકીટ સલામત હતાં. સોનાની ઘડીઆલ સાબુત હતી. ફક્ત અટકી ગઈ હતી અને તેનો ટાઈમ ૬–૩૨ જણાતો હતો એટલે તે વખતે પસાર થતી વિરાર લોકલમાં શેઠનું ખૂન થયેલું અને તેમને કોઇએ નાખી દીધેલા. પણ ખૂન કરવાનો હેતુ શો ?

એ સવાલપર એણે ખૂબ વિચાર કર્યો પણ કાંઈ સમજ ન પડી. અક્કલનું તેલ ખૂટી જતું લાગ્યું.

બૂઝાતો દિવો મોટો થાય છે. અગ્નિ હોલવાઈ જતાં પહેલાં તેની ચીનગારી તેજસ્વી થાય છે તેમ એક વખત એની અક્કલ વધુ તેજ થઇ.

એણે શરીર ફરીથી તપાસ્યું. મરનારના ડાબા હાથમાં લાલનો એક્કો હતો. એ કયાંથી આવ્યો ? કોઇએ પાનાં રમતાં ખૂન કર્યું ?

એણે એ પાન તપાસ્યું ચારે બાજુ જોયું અને કાંઈક વિચાર કર્યો.

*

'કેમ છો? શેઠ સાહેબ,' ચંદુલાલને સવારના અગીઆર વાગે તેમને બોરીવલીને બંગલેજ જયંતે મળીને પૂછ્યું. 'ગંજીફાની રમત કેમ ચાલે છે?'

'આવો જયંતરાય! રમવું હોયતો આપણી કયાં ના છે!'

'પણ શેઠ પેલા મનુસેઠનું કોઇએ છ તેત્રીસે ગોરેગામ આ-

વતી વિરાર લોકલમાં ખૂન કર્યું તે સાંભળ્યું? તમે કઈ ગાડીમાં આવ્યા ?'

ચર્ચગેટથી ૭–૪૫ની. શાથી ખૂન થયું તે કાંઈ પત્તો લાગ્યો ?'

'કોઈએ પાના રમતાં ખૂન કર્યું લાગે છે.'

'પાનાં રમતાં ?'

'હાજી.'

'ઘણું નવાઈ જેવું ! પણ એ કેમ જાણ્યું ?'

'એના હાથમાં લાલનો એક્કો રહી જવાથી.'

'શનિનો એક્કો ?'

'તમે કહો છો તે મુજબ શનિનો. ચાલો, થવાનું હશે તે થઈ ગયું. આપણે તો પાનાં રમીએ.'

જયંતે ચંદુલાલના હાથમાં પાનાં લઇ લીધાં અને રમત શરૂ કરવાની તૈયારી કરી.

'ચંદુલાલ શેઠ ! તમારી ચાલાકી ચુલામાં પડી ! મનુશેઠનું ખૂન કરીને તમે—'

'શું ? મનુ–શેઠનું મ્હેં ખૂન કર્યું ?'

'હાજી.'

'શા ઉપરથી કહો છો ?'

'જરા તમારા આ ગંજીફામાં જ જુઓને. શનિનો એક્કો કયાં છે ? એ એકકેજ શનિનું ચક્કર આણ્યું છે. સમજયાને !'

ચંદુલાલનો ચહેરો સફેદ પૂણી જેવો થઇ ગયો.

'તમે ઘડીઆળના કાંટા ફેરવ્યા ને ભૂલથાપ આપવા પ્રયત્ન તો કર્યો પણ એકજ ચીજ ધ્યાન બહાર રહી ગઇ.'

'શનિનો એક્કો.' અને એ એક્કાએજ ચંદુલાલપર ચક્કર આણ્યું.

*

# કૅપ્ટન રણજીત

બ્રિટિશ લશ્કરમાં હિંદીઓને ભાગ્યેજ ઉંચો હોદ્દો આપવામાં આવે છે પણ તે પોતાના મીલનસાર સ્વભાવ અને દઢ કાર્યનિષ્ઠાને પરિણામે ઉંચી પાયરીએ ચઢયે જતો હતો.

એ બહાદુર હતો, રજપુતનું લોહી એની નસેનસમાં વહેતું હતું હતું અને રણે ચઢયો રજપુત છૂપે નહિ, તો પછી એ કેમ છૂપે ?

ઉપરીઓએ તેને વખાણયો હતો. એની અનેક ભલામણ કરી હતી. અને સાધારણ સીપાઇગારીમાંથી એને ઉંચકી લઇને ઉત્તરોત્તર કૅપ્ટન સુધી ચઢાવ્યો હતો. કર્નલની તેના પર અતિશય મહેરબાની હતી.

ઈજીપ્તની લઢાઇ ફાટી નીકળ્યાથી એને પોતાની રેજીમેંટ સાથે ત્યાં જવું પડયું. કર્નલ સ્મીથે એની કસોટી કરી હતી. એની બુદ્ધિ

માટે એને માન હતું. કૅપ્ટન રણુજીતનો એ અભિપ્રાય લેતો અને ઘણીયે વખત કામ કરતો. આર્ટુંમમાં તેમની છાવણી પડી.

હજી લડાઇ પુરી જીતી ન હતી, એવામાં ઈન્ટેલીજન્ટ ખાતાના વડા તરફથી કૅપ્ટન રણુજીતને બોલાવવામાં આવ્યો.

એસાઉનમાં તેનું મથક હતું અને લડાઇને લગતી ઘણી જરૂરી બાતમીઓ મેળવવાનું તથા દુશ્મનના ઉપર છૂપી દેખરેખ રાખવાનું કામ એ ખાતાના હાથમાં હતું. કેટલાંક મથક પણ એમને સંભાળવાનાં હતાં.

એક્કો લડાયક અથવા શૂર એ ખાતામાં ન ચાલી શકે. શૂર ઉપરાંત એ દક્ષ અને બુદ્ધિશાળી હોય તોજ નભી શકે. એ ખાતાના વડા મી. બ્લન્ટે આ હોંદી જુવાન વિષે ઘણું સાંભળ્યું હતું એટલે તેના ઉપર તેની કૃપા ઉતરી હતી.

વાડીહાલ્ફા કેટલેક દૂર ભર રણમાં એક સ્થાન હતું. તેની ચારે બાજુ સેંકડો માઇલ સુધી રેતીનું રણ આવી રહ્યું હતું. આ સ્થાન સિવાય બીજે પાણીનું સાધન ન હતું એટલે રણમાં થઇને પસાર થતા દરેક મુસાફરે ત્યાં જવુંજ જોઇએ; ન જાય તો કાંતો પાણી સિવાય હેરાન થઇ જાય કે મરી જાય.

આ સ્થાનમાં મી. બ્લન્ટને પોતાના માણસો રાખવા હતાં. દુશ્મનોના જાસુસો ત્યાં થઇને જાય એવો સંભવ હતો અને તેમને પકડવામાં આવે તો જોઇતી સુંદર બાતમી મળવાની વકી હતી.

કૅપ્ટન રણુજીત આવ્યો એટલે તેની સાથે આડીઅવળી વાતો કરી તેને યોગ્ય સૂચનાઓ આપવા માંડીઃ 'ત્યાંથી કોઇપણ માણસ તપાસ સિવાય પસાર ન થાય તે ધ્યાન રાખજો.'

'એ મ્હને નહિ કહેવું પડે સાહેબ!'

'તમને અરેબીક આવડે છે કે નહિ?'

'જી ના. પણ હું ત્યાં શીખી લઇશ.'

'ભલે. જોઇતા માણુસો ત્યાં છે અને તમે ત્યાં જઇને હરેક પ્રયત્ને જાસુસોને પકડજો અને બને તેટલી બાતમી મેળવી લઇ કાંતો તેમને કેદ કરી અહીં મોકલજો અથવા ત્યાં રાખજો.'

'જેવો હુકમ.'

રણજીત પોતાની કામગરી પર ગયો. કુર્કર એ તે સ્થાનનું નામ હતું.

ચારે બાજુ બળબળતું રણ અને તેની વચ્ચે આટલી એકજ છાયા વાળી અને પાણી વાળી જગ્યા. થોડાક નાળીએરીનાં ઝાડ તથા પાંચપંદર બીજાં ઝાડ, એકાદ નાનું તળાવ અને પાણીથી ભરપુર એક સુંદર કુવો એ સિવાય બીજું કાંઇ ત્યાં ન હતું. લશ્કરની એક ટુકડીની છાવણી ત્યાં હતી અને કૅપ્ટન રણજીતને તેના ઉપરી તરિકે પોતાની ફરજ અને નવી કામગીરી બજાવવાની હતી.

કુર્કર આવીને તેણે પોતાનો અરેબીકનો અભ્યાસ શરૂ કર્યો. અહમદઅલી નામનો તેના હાથ નીચેનો એક અમલદાર તેને શીખવતો હતો. સૂર્ય ઉગીને આથમે ત્યાં સુધી બીજું કાંઈજ કામ કરવાનું ન હોવાથી જરા કંટાળો આવે એ સ્વાભાવિક હતું પણ બીજું કરવું શું?

પાંચ સાત દહાડા થયા એટલે ન ગમવાથી કૅપ્ટન રણજીત ઘોડાપર બેસી સાંજ સવાર રણમાં ફરવા જવા લાગ્યો.

વીસેક દહાડા વહી ગયા પણ ફક્ત એક બે જાસુસ પકડાયા હતા અને તેમની પાસેથી કાંઇ જીવ જેવી વિગતો મળી ન હતી.

એવામાં એક નવાઈ જેવો બનાવ બન્યો.

પોતાના રિવાજ મુજબ રણજીત સાંજના વખતે રણમાં ફરવા નીકળ્યો હતો, એવામાં દૂરથી કોઇ આવતું હોય એમ એને ભાસ્યું. તે પગપાળો હતો.

આવા રણમાં પગે ચાલીને આવવાની હિંમત કરનાર એ કોણ હશે ? પગે ચાલીને આટલા બધા માઈલ કાપવા એ તદ્દન અસંભવિત હતું.

આવનારની ઉંચાઇ અસાધારણ હતી. કૅપ્ટન રણજીતે તેને પકડવા માટે ગોઠવણ કરી. એ છાવણીમાં ગયો અને બીજા સિપાઇઓ સાથે આવી તેને ઘેરી લીધો.

આવનાર આરબ હતો. કાળો લાંબો ઝભ્ભો એના આખા શરીરને ઢાંકી દેતો હતો. સ્હેજ ભુરાશ પડતી આંખો ને કાળી દાઢી એકદમ ધ્યાન ખેંચતાં હતાં. બીલકુલ ડર્યા સિવાય કે નાસી જવાની કોશીષ કર્યા સિવાય તે સિપાઇઓના સમુહમાં ચાલ્યો. અને નાસી ને જાય પણ ક્યાં ? આવા ભયંકર રણમાં ભૂખે ને તરસે મરીજ જાય.

એક સ્વારને એ જે બાજુથી આવ્યો તે બાજુ તપાસ કરવા મોકલ્યો. થોડીવારે તે પાછો આવ્યો ને જણાવ્યું:

'બે માઈલ દૂર એક ઉંટ મરેલું પડ્યું છે અને ત્યાંથી આ આરબનાં પગલાં શરૂ થાય છે. એના મોટા જોડા રેતીમાં જરા ઉંડા ગયેલા છે, એટલે પગલાં પડી રહ્યાં છે.'

થોડીવાર પછી લશ્કરી ઢબે તપાસ શરૂ થઇ. પોતાના તંબુની આગળ કૅપ્ટન રણજીત એક વાળી શકાય એવી ખુરસી અને ટેબલ નખાવીને બેઠો. તેણે મુસલમાનો પહેરે એવી કાળા ફુમતાવાળી લાલ ટોપી પહેરી હતી. તેની પાસે તેનો મદદનિશ મહમદઅલી હતો.

સિપાઇઓ આરબને ત્યાં લઇ આવ્યા એટલે રણજીતે તેને પૂછવા માંડ્યું.

'તમે ક્યાંથી આવ્યા ?'

જવાબજ નહિં.

'કેમ બોલતાં આવડે છે કે નહિં ? જવાબ આપો.'

આંખોની પાંપણો ધીમેથી ઉંચકાઇને બંધ થઇ પણ જવાબ ન મળ્યો.

'આંખો મટમટાવો છો પણ બોલી નાખો ક્યાંથી આવ્યા ?'
જવાબજ નહિ.

રણજીતે મહમદઅલીને તેના કપડાં તપાસવા કહ્યું. થોડી વારે સંપૂર્ણ તપાસ પછી મહમદઅલીએ કહ્યું:

'સાહેબ, એનાં કપડામાં કંઇજ નથી.'

'કાગળની કાપલી પણ નથી ?'

'જી ના સાહેબ, કાંઇજ નથી.'

'ત્યારે એ આવ્યો ક્યાંથી ? જુઓને મારા સામે જોઈ આંખો મટમટાવે છે પણ બોલતો નથી.'

'સાહેબ, એ બ્હેરો ને મુગો લાગે છે !'

'એમ બનેજ નહિ, મને તો ઢોંગ લાગે છે. એને જરા સમજાવો.'

'સાહેબ એક રસ્તો છે. આપની રજા હોય તો.'

'શો ?'

'પેલાં બળતાં લાકડાં—'

'બહુ ખરાબ. ઑસ્પાઉન સુધી વાત જાય તો હરકત નહિ. પણ કદાચ એ વાત બ્રિટિશર્ચૅનલ ઓળંગે તો આપણને બેઉને—'

'તો જેવો હુકમ. બીજો ઇલાજ લઇએ. ઘોડાનો નાળ—'

'એ જરા ઠીક છે.'

અને તરતજ ઘોડાનો નાળ તપાવવામાં આવ્યો, લાલચોળ થયો એટલે એક સિપાઇ તેને પોતાની બેયોનેટ ઉપર ચઢાવી આરબની પાસે લાવ્યો.

તેના કપાળને નાળ અડકાડયો પણ તે કાંઇજ બોલ્યો નહિ. ધીરે ધીરે પોપચાં હલાવી આંખ મચમચાવ્યા સિવાય બીજી કાંઇ હિલચાલ તેણે કરી નહિ

કૅપ્ટન રણજીતની ખાત્રી થઇ કે એ બ્હેરો મુંગો હોવો જોઇએ. એટલે તરતજ સિપાઇઓને એને વધુ હેરાન ન કરવા હુકમ આપ્યો ને બોલ્યોઃ 'એને એક રાત વિચાર કરવા દો.' પછી આરબ તરફ ફરીને કહ્યુંઃ 'જાવ પેલા તંબુમાં એક રાત મઝા કરો. પછી કાલે તમારો વિચાર કરીશું. સમજ્યાને ?'

આખીએ રાત આ નવા કેદીનું શું કરવું તેના રણજીતને વિચાર આવ્યા. તે કેમ બોલ્યો નહિ ? આટલું બધું કર્યા છતાં તે ટટાર ઉભો કેમ રહ્યો ?. એનું શું કરવું ? જવા દેવો ? વખતે દુશ્મનોનો ખાઇ બંદેલો જાસુસ હોય તો ? અથવા એને એસાઉન મોકલવો ? અને કદાચ ત્યાં વાળા એને બોલાવી શકે તો પોતાની મહેનતે તેમને કીર્તિ અટાવશી ! આ પ્રશ્ન પરંપરામાં તેને પૂરી ઉંઘેય ન આવી.

બીજે દિવસે સવારના મહમદઅલીએ આવીને ખબર આપી કેઃ 'કેદી ભાગી ગયો છે. તંબુમાં એક મોટું કાણું પાડી ત્યાં થઇ નાઠો છે અને આપનું ઉંટ પણ લેતો ગયો છે.'

આ સમાચાર ભયંકર હતા, પણ તેમાં રણજીતની બેદરકારી કેમ કહી શકાય ! તેણે તપાસ કરી પણ કોનો વાંક હતો તે નક્કી ન થઇ શક્યું. તે એવી ચાલાકીથી છટકી ગયો હતો કે કોઇની ગફલતી તે માટે સજાવાર ન ગણાય.

કચવાતે દીલે આ બાબતનો વિગતવાર હેવાલ કૅપ્ટન રણજીતે એસાઉન મોકલ્યો. થોડા દિવસમાં ત્યાંથી જવાબ મળ્યો કેઃ 'આ કામ માટે તમારે જાતે એસાઉન આવી બ્લન્ટને મળી જવું.'

કોણ જાણે શું થશે ? એ ડર દિલમાં રાખીને રણજીત ગયો. ઉંટ જેટલી ઝડપથી લઇ જાય તેટલી ઝડપે.

મી. બ્લન્ટ એના પર ઘણા ખફા હતા.

'તમને આવાં પરાક્રમ કરવા કુર્કર મોકલ્યા હતા કે કૅપ્ટન રણજીત ?'

'જી ના સાહેબ. પણ સંજોગો એવા હતા કે—'

'તેને તમે જાતે તપાસ્યો હતો.'

'હા જી, સાહેબ.'

'અને એની પાસેથી કાંઈજ જડયું નહિ.'

'એમજ.'

'પણ એણે કાંઇજ ન કહ્યું? તમે કાંઇ પણ ઉપાય ન લીધા?'

'લીધા હતા પણ તે કાંઇજ કામ ન આવ્યા. તે બ્હેરો અને મુંગો હોય એમ લાગ્યું.'

'હું બહુ દિલગીર છું કે તમે તમારી બેદરકારીથી એને છટકી જવા દીધો. મ્હારે તમને દિલગીરી સાથે પાછા મોકલી આપવા પડશે. તમે જાણો છો કે આખા બ્રિટીશ લશ્કરમાંથી હું ચુંટી ચુંટીને માણુસો લઉં છું. મ્હારો દરેક માણસ અનુભવી, બુદ્ધિશાળી ને ઉપયોગી હોવાની ખાત્રી ન થાય તો હું રજા આપું છું, તે તમને ખબર છે?

'હા સાહેબ!'

'અને તમે મ્હારી એ પરીક્ષામાં નપાસ થયા છો એટલે મ્હારે તમને પાછા—'

'પણ—'

'બીજો છૂટકો નથી, છતાં જાવ, પેલા તંબુમાં એક રાત મઝા કરો. પછી કાલે તમારો વિચાર કરીશું. સ્હમજ્યાને?'

રણજીત ચોંકયો. એ શબ્દોનો ઉપયોગ તેણે કર્યો હતો. તે મી. બ્લન્ટના તરફ ફર્યો. તેની આંખો સામું જોયું.

વીજળીનો ઝટકો લાગે ને ચમકે તે કરતાં વધારે તે ચમકયો.

'જી હા કૅપ્ટન રણજીત, હવે સમજ્યાને?' મી. બ્લન્ટે હસતાં હસતાં કહ્યું.

'વાહ સાહેબ! આરબના વેષમાં આપ ત્યાં કઇ રીતે આવી ચઢ્યા? જરા મ્હને તો કહેવું હતું.'

'પેલા બધાના દેખતાં તે શું કહે? કહીને પાછો મ્હારો એ વેષ ક્યાં વાપરૂં! એ તો ઠીક થયું કે મહમદઅલીએ રાત્રે ગોઠવણુ કરી—'

મહમદઅલીએ? એણે તો મ્હને કાંઇજ ન કહ્યું?'

મ્હેં એને સખત તાકીદ કરી હતી. તમારા તરફ કરેલી આંખની ઇસારતો તમે સમજ્યા નહિ એટલે બીજો ઇલાજ ન હતો. મ્હારૂં કાંઇક અંગત કામ હોવાથી હું એ તરફ ગયો હતો અને આવતી વખતે ઉંટ મરી જવાથી એ સ્થળે તમારી સુંદર મહેમાનગીરી ચાખ્યા સિવાય છૂટકો ન હતો. પેલા ઘોડાના નાળથી તમે મ્હને હેરાન કર્યો એ યાદ છે ને?'

'અને આ તેનો આપે બદલો—'

'જેમ માનો તેમ! ચાલો કુર્કરમાં તમે મ્હારૂં કર્યું હતું તેના કરતાં રૂડું સ્વાગત હું તમારૂં અહીં કરીશ એટલે—'

'આપનો ઉપકાર કાંઇ વિસરાય સાહેબ!'

*

# હબસીનો હાથ

મ્હારા કાકાના મરણથી એક કલાકમાં મ્હારી સ્થીતિમાં આસ્માન જમીનનો ફેર પડી ગયો. એક સાધારણ સ્થિતિના ગદ્દાવૈતરૂં કરનાર ડૉક્ટરમાંથી એકદમ હું લાખોપતિ થઇ ગયો. ખરેખર ! નસીબ જે ન કરે તે ઓછું. કેટલાકને એમાં વિશ્વાસ નથી પણ મ્હને તે બનાવ પછી એમાં સોએ દોઢસો ટકા વિશ્વાસ–અતિવિશ્વાસ છે.

અમે ચાર ભાઇઓ હતા અને બધા જૂદા જૂદા ધંધામાં ઠરી ઠામ થયા હતા તથા બે પૈસા પેદા કરતા હતા. અમારે બે ચાર પેઢીઓ દૂર એવા એક કાકા હતા અને તે આફ્રિકામાં રહેતા હતા, તથા

ન્માં બહુ સારૂં કમાયા હતા અને રાવ બહાદુરનો ખિતાબ પણ તેમને મળ્યો હતો એમ સાંભળ્યું હતું.

પણ મ્હારા જન્મારામાંય એમનાં દર્શન મ્હને થયાં ન હતાં. વર્ષો સુધી આફ્રિકામાંજ રહ્યા હતા અને આ તરફ ફરક્યા પણ ન હતા એટલે એમને જોવાને કે ઓળખવાનો પ્રસંગ ભાગ્યેજ આવે એમ હતું. પણ એકાએક થોડા વખતપર એમના આવવાના મ્હને સમાચાર મળ્યા ત્યારે મ્હને જરા નવાઈ લાગી કે એમ એકદમ એ આ તરફ કેમ આવ્યા!

આવીને તેઓ મુંબાઈપાસે બોરીવલીમાં ઠરી ઠામ થયા હતા, અને ત્યાંજ થોડા વખતમાં સારી જેવી મીલકત ખરીદી લીધી હતી. એમને મળવા જવું કે નહિ તે વિચારમાં હું હતો એવામાં એમના તરફથી મ્હને એકલાને બોરીવલી બોલાવતો એમનો આમંત્રણ પત્ર મળ્યો. મ્હારા પહેલાં મ્હારા ત્રણે ભાઈઓને એમણે બોલાવ્યા હતા અને એકાદ દિવસ રાખી વિદાય કર્યા હતા.

એમનું આમંત્રણ મળવાથી મ્હને જરા ખોટું લાગ્યું કે જ્યારે અમને ખબર હતી કે મ્હારે બૈરાં છોકરાં હતાં ત્યારે મ્હને એકલાનેજ બોલાવ્યો અને છોકરાંને પણ લાવવાને માટે એક અક્ષર પણ ન લખ્યો એ ગેરવાજબી હતું, પણ એ રહ્યા મોટા માણસ અને એમના અતલસના વારસ અમારા સિવાય કોઈ નહિ હોવાથી કાંઈક ખોટી મીઠી આશાએ પણ મ્હારે ગયા સિવાય છૂટકો ન હતો. એટલે બીજે દિવસે બોરીવલી જવા નીકળ્યો.

આફ્રિકામાં મોંબાસા અને તેની આજુબાજુના પ્રદેશમાં કાકાની ધીકતી પ્રેક્ટીસ ચાલતી હતી એમ મ્હેં સાંભળ્યું હતું અને તેઓ ખાસ કરીને પેથોલોજી અને એનેટોમીના શોખીન હતા એમ મ્હને ખબર મળી હતી. મ્હારી દાક્તર તરિકેની કારકીર્દિમાં મ્હને પણ એ વિષયનો વધારે શોખ હતો એમ કહું તો જરાયે વધારે પડતું નથી.

કાકા અને કાકીએ મ્હને ઘણો સારો આવકાર આપ્યો અને ખબર અંતર પૂછી.

પછી અમારે ધંધાને લગતી વાત થઇ અને ધીરે ધીરે આત્મા અને તેની વાસનાઓ તથા આ જગત સાથેના તેઓના સંબંધની વાત પર અમે ઉતર્યા. કોણ જાણે કેમ પણ મ્હારી વાતમાં બેઉ જણને રસ પડયો. એ વિષયમાં ખૂબ વાતો કર્યા પછી કાકી બ્હાર ગયાં.

થોડીક વારે કેટલોક વિચાર કર્યા પછી રાવબહાદુર મદનરાય—મારા કાકાએ મને કહ્યું: 'નવનીત, તારી સાથેની વાત પરથી મ્હને તારા જેવા માણસનીજ જરૂર હતી.'

એ સાંભળીને મ્હને આનંદ થયો હોય એવો મ્હેં જવાબ આપ્યો.

'તારો આ વિષયોનો અભ્યાસ અને જ્ઞાન આપણને ઉપયોગી થઇ પડશે. તને એવી રીતે કોઇ આત્માનો સાક્ષાત્કાર થાય તો—'

'મ્હને થયો નથી પણ થાય તો આનંદ થાય.'

'ઠીક. અને ઉત્સાહથી એ વિષયમાં ભાગ લે ખરો ?'

'જરૂર,'

નિશ્વાસ નાખીને એમણે કહ્યું: 'નવનીત, તારો જવાબ સાંભળી મ્હને સંતોષ થાય છે. એક વખત, એવો હતો કે જ્યારે મ્હને પણ તારા જેટલોજ એ બાબતમાં વિશ્વાસ હતો અને કોઇએ પૂછ્યું હોત તો તારી માફક જવાબ આપ્યો હોત પણ વખતના વહેવા સાથે મ્હારામાં એવી તો નબળાઈ આવતી જાય છે કે ન પૂછો વાત ! કેટલાંક વર્ષો થયાં અમારી બેઉની જીંદગી એવી ખારી થઈ ગઇ છે કે એનો જલદી અંત આવે તો વધારે સારૂ. અમને એવા વિચિત્ર અનુભવો થયા કરે છે કે એને યોગે અમને કંટાળો આવી ગયો છે. એક દિવસ એવો નથી ગયો કે એ ત્રાસમાંથી અમે મુક્ત થયા હોઇએ.'

'પણ એવા કઇ જાતના વિચિત્ર અનુભવ થયે જાય છે ?' મ્હેં પૂછ્યું.

હું કહું તેના કરતાં એ બાબત તું જાતે અનુભવી શકે તો તારી વધારે ખાત્રી થશે. જ્યાં સુધી એ વાત જાતે ન અનુભવાય ત્યાં સુધી એ વિષયની સંપૂર્ણ ખાત્રી ન થાય એ સ્વાભાવિક છે એટલે એ અનુભવ મેળવવાનો તને યોગ આવે એવી ગોઠવણ કરીશું.'

'મ્હારે શું કરવાનું છે?'

'તે કહું છું. મ્હારી સાથ ચાલતો–' એમ કહીને તેઓ મ્હને એક મોટા ખણ્ડમાં લઇ ગયા. એ એમની લેબોરેટરી હતી અને ત્યાં એને લગતાં અનેક હથીઆરો તથા નમુનાઓ પડયા હતા. એક બાજુ મોટી મોટી બરણીઓ હારોહાર ગોઠવેલી હતી અને તેમાં નવાઇ જેવી કેટલીક ચીજોના, ખાસ કરીને 'પેથોલોજી' તથા 'એને ટોમી'ને લગતી નવાઇઓના નમુના હતા. તે તરફ ધ્યાન ખેંચીને રાવ બાહાદુરે મ્હને કહ્યું:

'હજીએ મ્હારો આ નાદ નથી ગયો, પણ આ બરણીઓ તો બહુ થોડી છે. એનો મોટો ભાગ તો મ્હારા મકાનમાં એક વખત આગ લાગેલી તેમાં નાશ પામ્યો છે, બહુજ થોડો સંગ્રહ તે વખતે બચવા પામ્યો હતો અને તેમાં પણ ઘણોજ થોડે. ઉમેરો પાછળથી થયો છે. કમનસીબે આગ ન લાગી હોત તો હું હજ્જાર દરજ્જે સુખી હોત. મ્હારા દુઃખનું કારણ એમાંથીજ ઉદ્ભવેલું છે એમ કહું તો ચાલે.'

મ્હેં એ બરણીઓ જોઈ અને તેમાંની નવાઈ જેવી વસ્તુઓ જોઇ મ્હને અજાયબી પણ ઉપજી.

એ ખણ્ડમાં એક પલંગ હતો અને તેના પર ગાદલું બીછાવેલું હતું. એ તરફ જોઇને એમણે કહ્યું: 'પહેલાં તો તને આવે ઠેકાણે સુવાડવાનો અમને જરા પણ વિચાર થયો ન હતો પણ જ્યારે વાત આટલે સુધી આવી છે અને તારી પણ એ દુઃખદ હકીકત જાણવાની ઈંતેજારી છે એટલે તને અહીં સુવાડવાની અને એ વાતનો

અનુભવ કરાવવાની મ્હારી ઇચ્છા છે. તારો પાકો વિચાર વિચાર હોય તો જ હા કહેજે નહિતર—'

'એમાં વિચાર કરવાનું છેજ નહિ. મ્હેં નિશ્ચય કર્યો છે.' મ્હેં જવાબ આપ્યો.

'હું જોડેના ખણ્ડમાંજ સુવાનો છું એટલે જરૂર પડયે મ્હને બોલાવજે. મ્હારી ઉંઘ બહુ ઓછી છે.'

'હું ધારૂં છું કે આપને હેરાન કરવા જેવો પ્રસંગ નહિ આવે.'

'બનવા જોગ છે પણ આખી રાત ભાગ્યેજ હું ઉંઘતો હોઈશ. મ્હારી ઉંઘ નહિ જેવી છે એટલે જરૂર જણાયે જરા પણ વાર કરીશ નહિ.'

પછી અમે દીવાનખાનામાં ગયા અને ઘણો વખત આડીતેડી વાતો કર્યા કરી.

મોડેથી મ્હને બતાવવામાં આવેલી પથારીમાં જઇને હું સુતો. એ ઓરડાની એક બારી ઉઘાડી હતી અને તેમાંથી ચંદ્રમાનો પ્રકાશ પડતો હતો. એ ખણ્ડમાં એવી તો ઉગ્રવાસ આવતી હતી કે ત્યાં સુઈ રહેનારને સારી રીતે ઉંઘ કેમ આવતી હશે તેજ સવાલ હતો. ખાસ કરીને બરણીઓમાં ભરેલા 'સ્પીરીટ' ની વાસ વધારે પડતી હતી, પણ હમેશની એવા વાતાવરણમાં રહેવાની ટેવ પડવાથી રાવ બહાદુરને કાંઇ નહિ લાગતું હોય એ સંભવિત છે.

ક્યાં સુધીયે મ્હને ઉંઘ આવી નહિ, પણ બારેક વાગ્યે મ્હારી આંખો જરા ઘેરાવા માંડી, ઉંઘનું ઘેન ચડવા લાગ્યું.

એવી સ્થિતિમાં હું કેટલોક વખત પડી રહ્યો હઇશ તેની મ્હને કલ્પના નથી પણ એકાએક હું જાગ્યો અને બારીમાંથી પડતા પ્રકાશ તરફ મ્હારી નજર પડી. એક કાળો આકાર મ્હારા ખણ્ડમાં ફરતો હતો અને એક પછી એક બરણીઓ તપાસતો હતો. એ રાવ બહાદુરનો કોઇ નોકર હશે એમ પહેલાં મ્હેં ધાર્યું પણ એ એક

પછી એક બરણીઓમાં જોતો ને ઢાંકણાં પછાડતો પછાડતો બધી બરણીઓ જોઇ મ્હારા તરફ ફર્યો. એણે સાહેબશાઇ પોષાક પહેર્યો હતો અને મોટો ઝબ્બો જેમ તેમ વીંટાળી લીધો હતો એની આંખો અંધારામાં પણ ઝગારા મારતી હતી, તે મ્હારી પાસે આવ્યો અને મ્હારા તરફ જોઇ તેના હાથ ઉંચા કરી એકદમ લોપ થઈ ગયો.

ત્યારેજ મ્હને બધી વાત સ્હમજાઇ ! એને એકજ હાથ હતો. એનો જમણો હાથ કપાયેલો હતો અને તેનું ઠુંઠુંજ દેખાતું હતું. એ એકાએક અદશ્ય થયો એ જોઇને મને રાવ બહાદુર કરતા હતા તે સઘળી વાત સહમજાઇ. હું આંખો ચોળીને બેઠો થયો અને મીણબત્તી સળગાવી તપાસ કરી. પણ આખા ખણ્ડમાં મ્હારા સિવાય બીજુ કોઇજ ન હતું. ત્યારે એ ઠુંઠો માણસ આવ્યો શી રીતે ને ગયો શી રીતે ? એ આવ્યો એ વાત તો ચોક્કસ હતી. તેણે બધી બરણીઓ ઉઘાડી, મ્હારી પાસે આવ્યો અને ક્યાંનો ક્યાં અદશ્ય થઇ ગયો ! ખરેખર ! મ્હારી જીંદગીમાં આ બનાવ પહેલીજ વાર બનેલો હતો અને એ જોવાની પણ મેં આશા રાખેલી ન હતી. એ આવ્યો ને ગયો તેના કરતાં, એના વિચાર કરતાંજ મ્હને ઘણી જ અજાયબી લાગવા માંડી. અને સારી રાત એમજ ગાળી.

સવારમાં હું વહેલો ઉઠયો અને બહાર જોઉં તો મ્હારા કાકા મ્હારા કરતાં વહેલા ઉઠીને બાગમાં આંટા મારતા હતા. મ્હને જોઇને ને એકદમ મ્હારી પાસે આવ્યા અને પૂછયું: 'તેં એને જોયો ?'

'પેલો ઠુંઠો ?'

'હા.'

'જોયો તો ખરો.' મ્હેં જવાબ આપ્યો અને જે જોયું હતું તે જણાવ્યું.

'એ એ રીતે રોજ આવે છે અને કોઇ હજારો વખત બરાબર એજ મુજબ બરણીઓ તપાસી ગયો છે તથા મ્હને જગાડી જતો રહ્યો છે.'

'એ શું માગે છે?'

'એનો હાથ.'

'એનો હાથ?'

'હા. વાત એમ છે કે બોઅર લઢાઇ પછી એનો કેસ મ્હારી પાસે આવેલો અને એનો હાથ સડી ગયો હોવાથી તે કાપી નાંખવો પડશે એમ મ્હેં એને જણાવ્યું. એણે મ્હારી ફી પૂછી અને મશ્કરીમાં મ્હેં કહ્યું કે એનો સડેલો હાથ ફી તરીકે હું રાખી લઇશ.

'એણે હા પાડી અને જણાવ્યું કે એના ધર્મ પ્રમાણે મરણ પામ્યા પછી શરીર અખંડ રહેવું જોઇએ. જો શરીર ખંડિત હોય તો આત્માને શાંતિ થતી નથી એટલે એના મરણ પછી એના આત્માને રહેવાનું મંદિર ખંડિત ન રહે તે ખાતર એનો હાથ તે વખતે એ લેવા આવશે, ત્યાં સુધી મ્હારે તે રાખી મુકવો. એ વાતને ન માનતો હોય તેમ મ્હેં હસીને એને એમ કરવાની હા પાડી અને એનો હાથ મ્હેં કાપીને મારા સંગ્રહસ્થાનમાં રાખ્યો.

'એને મટી ગયું અને એ ચાલ્યો ગયો. એ વાતને કેટલાંક વરસ વહી ગયાં.

'એવામાં મ્હારા મકાનમાં કમનસીબે આગ લાગી અને તેમાં મ્હારો ઘણો સંગ્રહ નાશ પામ્યો. પેલો હાથ પણ તે વખતે બળી ગયો.

'ચારેક વર્ષ પર એક દિવસે રાતે કોઇ માણસ મ્હારા ઘરમાં દાખલ થઇને બરણીઓ તપાસતો હોય એવો મ્હને ભાસ થયો. થોડી વારે તે મ્હારી પાસે આવ્યો. મ્હને ઢંઢોળીને ઉઠાડયો, તથા નમીને મ્હારી પાસે હાથની માગણી કરી ત્યારે હું સ્હમજ્યો કે પેલો હબસી મરણ પામ્યો હતો અને મ્હારા વચન મુજબ મ્હારી પાસે એનો હાથ લેવા આવ્યો હતો. પણ હાથ ન મળવાથી નમીને માગણી કરતો હતો. તે પછી દરરોજ વખતસર તે એ મુજબ

આવ્યે જાય છે અને મ્હને હેરાન કર્યે જાય છે. આફ્રિકામાંથી નીકળ્યો ત્યારે સ્ટીમરમાં અને અહીંઆં પણ એકકે રાત એવી નથી ગઈ કે જ્યારે તે આવ્યો ન હોય! પહેલાં તો મ્હેં કાંઇ ધ્યાન ન આપ્યું. પણ વખતના વહેવા સાથે એ મ્હને એટલું બધું અસહ્ય થઇ પડયું છે કે એનો ત્રાસ વેઠવા કરતાં અંત આવે તો સારૂં. અમને બેઉ જણને એનો ત્રાસ હવે ભયંકર લાગતો જાય છે અને કોણ જાણે કયારે એના પંજામાંથી છુટીશુ તે સ્હમજાતું નથી.'

એ વાત સાંભળયા પછી મ્હેં એ વિષયમાં કાંઇક વાંચેલું તે જોઇ જવાનો મને વિચાર આવ્યો.

ચહા પાણી કર્યા પછી મ્હેં મ્હારો મુંબાઇ જઇ આવવાનો વિચાર કાકાશ્રીને જણાવ્યો.

'કેમ ! કંટાળી ગયો ?'

'નાજી. પાછો આજે એને ફરી મળવા માગું છું. સાંજના આવીશ.'

'ઠીક.'

થોડીવારે નીકળ્યો અને પીટીટ લાયબ્રેરીમાં જઇને જે પુસ્તકમાં મ્હેં આ વિષયને લગતું વાંચ્યું હતું તે કાઢીને જોવા માંડયું. તેમાં નીચે મુજબ લખાણ હતું.

'કેટલાક માણસોની મરતી વખતે કાંઇ વાસના રહી જવાથી તેઓને પ્રેત યોનિમાં જવું પડે છે અને ત્યાં રહીને તેઓ આ લોક સાથે સંબંધ રાખી શકે છે. તેમની યાચનાઓ પુરી કરવામાં આવે અથવા કાંઈક ઘટતું કામ કરવામાં આવે તો તેમની ત્યાંથી મુક્તિ થાય છે.'

'કાંઇક ઘટતું કામ કરવામાં આવે' એ શબ્દો મ્હારી સ્મૃતિમાં હતા અને તે જોવા ખાતર જ એ પુસ્તક મ્હેં વાંચવા લીધું હતું. પણ આ બાબતમાં મરનારની વાસના પુરી થઇ શકે એમ ન હતું એને લગતું કાંઇક ઘટતું કામ કરી શકાય એમ હતું. એનો

પોતાનો હાથ નાશ પામ્યો હોવાથી આપી શકાય એમ ન હતો પણ કોઇ બીજા માણસનો હાથ આપવામાં આવે તો ચાલી શકે એમ મ્હેં અનુમાન કર્યું. મ્હારો મિત્ર લાલજી ગ્રાન્ટ મેડીકલ કૉલેજમાં પ્રોફેસર હતો અને તે જો આ બાબતમાં મદદ કરે તો ફાવી શકાય એમ હતું. એને હું મળ્યો અને મ્હારે કોઇ હબસી કે બીલનો હાથ જોઇતો હતો એમ જણાવ્યું. એણે મ્હને કારણ પૂછ્યું પણ તે કહેવાના મ્હેં અખાડા કર્યા.

નસીબ જોગે એ દિવસે એક જણ મોટર નીચે આવવાથી મરી ગયેલો હતો અને તેના હાથ મને કામ આવે એમ હતા. તેમાંથી એક હાથ કાગળમાં લપેટીને આપવાની મ્હારી વિનંતીનો તરતજ સ્વીકાર થયો અને પ્રો. લાલજીએ સારી રીતે બંધાવી તે મ્હને આપ્યો.

એ હાથ લઇ જઇને મ્હેં એક બરણીમાં સારી રીતે રાખ્યો અને મ્હારા વિચારો વિષે કાકાશ્રીને વાત કરી. તેઓને મ્હારા વિચારથી જરા નવાઇ લાગી પણ મ્હેં સમજાવ્યાથી તેમણે કાંઇ વાંધો લીધો નહિ.

તે રાત્રે આગલા દિવસની માફક હું તેજ ઓરડામાં સુઇ ગયો અને રાતના એક વાગવાની આતુરતાથી રાહ જોવા લાગ્યો.

હમેશના રિવાજ મુજબ એક વાગે હબસીની સ્વારી આવી અને એક પછી એક બરણીઓ તપાસવા માંડી. હાથવાળી બરણી જોઇને એના મોંઢા પર આનંદ છવાયો હોય એમ લાગ્યું અને એ ઉઘાડીને તરતજ તેણે હાથ બહાર કાઢ્યો. એ જોતાં વાર એનો મિજાજ જતો રહ્યો અને એણે ધડ દઇને એ હાથ મ્હારાં તરફ ફેંક્યો. બરણીને એની ઠોકર લાગવાથી તે ફુટી ગઇ હતી અને એ હદ બહાર ગુસ્સે થઇને મ્હારા તરફ જોઇ રહ્યો હતો. થોડી વારે એ અદૃશ્ય થઇ ગયો.

બરણી પડવાનો અવાજ સાંભળીને કાકાશ્રી એકદમ આવી લાગ્યા અને શું થયું તે મને પૂછવા લાગ્યા. મેં બધી વાત એમને કહી પેલી બરણી ફૂટી ગઇ હતી અને ચારે બાજુએ સ્પીરિટ ઢોળાઇ જવાથી ઉગ્ર વાસ આવતી હતી. પેલો હાથ એક બાજુ પડયો હતો. એ બધુ રમણ ભમણ જોઇને એના આવવાની દાર્શનીક પૂરાવા સાથે ખાત્રી થતી હતી અને એ ગુસ્સે થયો હતો તે પણ સમજાતું હતું.

એ સાંભળી તથા જોઇને કાકાશ્રીએ મ્હને ઠપકો આપ્યો અને એ હવે એમને સંતાપશે એમ કહ્યું.

એવામાં મ્હને એક વિચાર આવ્યો અને મ્હેં પેલો હાથ જોયો. તે ડાબો હતો. એના ગુસ્સાનું કારણ મ્હને સમજાયું અને મ્હેં કાકાશ્રીને કહ્યું, તેમને પણ તે ખરૂં લાગ્યું.

બીજે દિવસે સવારનાજ હું પાછો પ્રો. લાલજીને મળ્યો. સદ્‌ભાગ્યે બીજો હાથ પણ અનામત હતો. કોઇ વિદ્યાર્થીને તે આપવામાં આવ્યો ન હતો એટલે તેમનો ઉપકાર માની તેની મ્હેં માગણી કરી અને તે સ્વીકારાઇ.

એ લઇને બીજી નવી બરણી મ્હેં તૈયાર કરી અને રાત પડવાની રાહ જોવા માંડી.

કાકાશ્રીની એ ખણ્ડમાં સુવાની હિંમતજ ચાલી નહિ, કારણકે ગઇ કાલની વાતપરથી એ તો ખૂબજ ડરી ગયા હતા.

રાબેતા મુજબ એ ભાઇસાહેબની સ્વારી રાતના એક વાગ્યે ગુસ્સામાં ને ગુસ્સામાં પધારી. એનો મિજાજ ગયો હતો. એ ઢાંકણાં પછાડતો પછાડતો આગળ આવ્યો. હાથની બરણી જોઇને આજે એને આનંદ ન થયો. એ એણે ઉઘાડી અને હાથને બહાર કાઢીને જોયો અને તેનો ગુસ્સો શમી ગયો. તે એકદમ આનંદમાં આવી ગયો અને મ્હારા તરફ ફર્યો. પછી એકદમ ઢીચણીએ પડયો અને

ઝુકી ઝુકીને મ્હને નમન કર્યું. છેલ્લે એણે એના બેઉ હાથ–ખરેખર! એનો બીજો હાથ આ વખતે ઠુંઠો ન હતો–તેણે ઉંચકયા અને એકદમ એજ સ્થિતિમાં અદૃશ્ય થઇ ગયો.

એ વાત મ્હેં કાકાશ્રીને કહી અને એમની છાતીપરથી હજારો મણનો બોજો દૂર થઇ ગયો! બીજી રાત્રે અમને કોઇને એનાં દર્શન થયાં નહિ કારણકે એને જે જોઇતું હતું તે મળી ગયું હતું એટલે એ શાનો આવે?

કાકાશ્રીએ મ્હારો ઘણો ઘણો આભાર માન્યો અને એમની મિલ્કતનો વારસ નીમ્યો.

તે પછી અમે વર્ષો સુધી સાથે રહ્યા અને એમની જીંદગીના છેલ્લા દિવસો ખુબ મઝામાં ગયા. તેઓ જ્યારે મરણ પામ્યા ત્યારે અનંગળ દોલતનો હું માલિક થયો. ખરેખર! નસીબ એ કોઇ અજબ વસ્તુ છે!

*

# રજા

શું બોલ્યા? મઝા નથી આવતી ? તમને મઝા માણતાંજ ક્યાં આવડે છે ?

રજા પડી એટલે કાં તો કેનેરીની ગુફા જોવા જશો કે પછી ઘારાપુરી જશો, ને આથડી આથડીને કંટાળશો કે થાકીને ઢીલા ઢસ થઈ જશો ને પાછા કહેશો કે મઝા નથી પડતી. ડુંગરાનાં ઝાડવાં ને દરીઆનાં પાણીમાં તે કૈં મઝા છે! એકમાં રખડી રખડીને પગ દુઃખે ને બીજામાં બેસીબેસીને કેડ દુઃખે! કોઇ થાકીને લોથપોથ થઇ જાય ને કોઇને ઉલટી ઉપર ઉલટી થાય! પછી મઝા શાની પડે ?

એમ ? મ્હારે તમને મઝા પડે એવું કૈંક બતાવવું ? ઠી...ક ચાલો ત્યારે હું કહું, પણ જો જો પાછા રખડવાનો કે ફસકી જવાનો વિચાર ન કરતા !

ફરવા જાવ ત્યારે તમે શું ખાઓ છો ? પુરી ભજીયાં કે કદો-ઇના ઘરનું ભુસુ ને ચટણી ! ને તેયે બે ત્રણ વખત ! મ્હારી રીતમાં એવું ખાધા પીધાનું દુઃખ નથી; રખડવાની વાત નહીં ઉલટીની જાત નહીં ને બસ, મઝા મઝા ને મઝા.

'શું ?' બહુ ઉતાવળ આવી છે ? એક કાને સાંભળવું પડશે, સમજ્યાને !

પાછું વળી પુછ્યું ? એ મઝા ક્યાં માણવી ? એ મઝા તમે તમારા ઘરમાંજ. બીજે ક્યાંએ નહીં. અને તે પણ તમારા પોતાના ખંડમાં અને તમારી પોતાની પથારીમાંજ.

કેમ બહુ હસવું આવે છે ? સાવ સાચી વાત છે પણ તમે તેનો અનુભવ નથી કર્યો એટલે એમ લાગે છે ! સો ટચનું સોનું કદી ખોટું હોય છે ? નહીંને, ત્યારે આ રીત પણ ખોટી નથી. સોનાપર સરકારની કે નેશનલ બેંકની હોય છે તેમ આ રીત પર મ્હારી પોતાની છાપ છે, સમજ્યાને મહેરબાન !

ત્યારે જુઓ રજા પડી એટલે એક કામ કરો. તમે ઉંઘવાનો બહુ વાર વિચાર કરો છો ને પથારીમાં પડયા પડયા પાસાં ઘસો છો પણ ઉંઘ નથી આવતી. ઉંઘવાની એ ખરી રીતજ નથી. તમારે ઉંઘવું હોય તો પથારીમાં સુઈ જઇને વિચાર કર્યા કરો કે પા કલાકમાંજ ઉઠવું છે. પા કલાકમાંજ, વધારે મોડું પણ નહીં. પા કલાક થઇ રહે એટલે વળી બીજો પા કલાક એમ વિચાર કરો પછી એવી તો ગુલાબી ઉંઘ આવશે કે ન પૂછો વાત. જરા આ તુક્કો અજમાવી જુઓ પછી તમારો અનુભવ કહેજો. અરે ! તમે એવા તો ઘસઘસાટ ઉંઘી જશો કે ન પૂછો વાત !

એવીજ વાત આ મઝાની છે. ચાખી જુઓ, માણી જુઓ ને પછી વાત કરજો. રજા પડી એટલે તમે એકાદ સુંદર નવલકથા લઈ આવો, રસ ગળે ને કડકા પડે એવી.

ગુજરાતનો નાથ? ચાલશે લઇ લેજો. છાનામાના સંતાડીને તમારા ખંડમાં મુકી દેજો, કોઇને બતાવતા નહીં સમજ્યાને !

ઘેર જઇને તમારાં પત્ની કે પ્રિયતમા જે હોય તેને કહો કે તમારી તબીઅત ઠીક નથી.

એમ કેમ ? વાહ ! એમસ્તો. કહીએ તેમ કરવું પડશે. એ પૂછે પણ ઝાઝી તીનપાંચ નહીં કરતાં લાગલી પથારી તૈયાર કરાવી સુઇજ જજો. બનતા સુધી એકાંતજ પસંદ કરજો. પછી જોજો મઝા. ધીરે રહીને તમારાં પત્ની આવીને પુછશેઃ

'માથું દુઃખે છે ?'

મોઢું કટાણું કરીને તમે જવાબ દેજો–આસ્તે–'થોડું થોડું દુઃખે છે પણ શું થાય છે તે નથી સમજાતું'

'લાવો ત્યારે દાબું.'

'ના. ના. રહેવા દેને, ચાલશે.'

એમ નાના કહેતા જજો પણ દાબવા બેસે તો ના ન પાડતા. થોડીવાર પછી એને રૂખસદ આપી દેજો ને કહી દેજો કે તમને એકાંતનીજ જરૂર છે. છોકરાં તોફાન ન કરે કે ન રંજાડે.

પછી જોજો, તમારાં પત્ની છોકરાંઓને ધમકાવીને કહેશે કે ભાઇની તબીઅત ખરાબ છે. આજે ઘોંઘાટ ન થાય. ને પછી થોડી-વારે ઘરમાં ચડીચુપ થઇ જશે.

બને તો પત્નીને છોકરાંને લઇને ફરવા મોકલી દેજો. કહેજો કે તમારે જરા આરામની જરૂર છે માટે તેઓ ખુશાલ ફરવા જાય.

પછી ? ધીરે રહીને ઉઠો ને પેલી ચોપડી લો બાજુએથી ઉશીકું લો અને એકને બદલે બે ઉશીકાં મુકીને સુઇ જાવ ને ઠંડે કલેજે વાંચવાનું શરૂ કરો.

કાકનાં પરાક્રમોનો રસ જામશે ને તમે વાંચવામાં લીન થઈ જશો.

વળી પાછી પીડા આવી ? એ તો એમજ બને. પાન ફાડેલાં નથીને ? આપણા કારીગરોજ એવા છે તેમાં લખનાર શું કરે ?

તમે માંદા છો એટલે બીજા ખંડમાં ન જવાય. આંગળી વડે જ પાનાં ફાડી લો. તમને છૂટ છે.

પછી જરા કાન સાબુત રાખજો. બધે શાંતિ છે એટલે રજ જેટલો ખડખડાટ પણ સંભળાશે. તમારી પત્નીનાં પગલાં સંભળાય એટલે ચોપડી બંધ કરી દેજો.

કયાં સંતાડવી ? એટલુંએ નથી આવડતું ? સંતાડી દેજો ઉશીકા નીચે કે પછી ગાદલા નીચે ને બસ આંખ મીંચીને ઉંઘીજ જજો. જો જરા પણ હસ્યા તો તમારી વાત તમેજ જાણ્યા ! બધો ખેલ બગડી જશે. એ આવીને પૂછશે : ' હવે તમને કેમ છે ?

જવાબજ ન દેતા.

ફરી કહેશેઃ ' તમને હવે જરા ઠીક લાગે છે ? ' સાંભળશો જ નહીંને.

' ઉંઘી ગયા લાગે છે ! ઉંઘવા દો ત્યારે. '

ને એ જાય તો ખુશાલ જવા દેજો. પછી કયાં જશે ? સમજ્યા નહીં ? સીધી સવારી રસોડામાંજ જવાની. કૈંક નવુંનવું થવાનું ને પાછી શ્રીમતિજીની સવારી પધારવાની.

કાન સાબુત રાખીને વાંચતાં વાંચતાં ધ્યાન રાખજો. કૈંક લઇને એ જરૂર આવશે. પગલાં વાગે એટલે ચોપડી ઠેકાણે મુકી દેજો.

પછી કદાચ ધીરજ નહીં રહે તે કપાળે હાથ મુકશે. બોલશે ને વખતે ઢંઢોળશે.

કહેશે કે 'કેમ છે ? જરા આરામ થતો લાગે છે ?'

જરાક આળસ ખાઈને કહેજોકે ' હવે જરા ઠીક થતું જાય છે!'

પછી કહેશેઃ 'લો જરા આ પુડલા કરી લાવી છુ. તમને પુડલા તો બહુ ભાવે છે.'

ના ના કહેતા જજો પણ બહુ આગ્રહ કરે તો કહેજો કે મુકી જા. જરાક ખાઇશ. ને પછી એ બહાર જાય ત્યારે—તમે શું કરશો તે મ્હને ક્યાં ખબર નથી.

બીજે દિવસે સવારથી પાછો એનો એ કાર્યક્રમ ચાલુ રાખજો. ભુલતા નહીં.

સવારમાં ચહા આવશે. વળી પાછું કૈંક નાસ્તા માટે ને કૈંક ફ્રુટ, પાછું કૈંક નવું જેવું ખાવાનું એમ આખા દહાડામાં છ સાત વખત ચહા પાણી નાસ્તો, ફ્રુટ વગેરે લહેરથી ઉડાવજો ને વાંચ્યે રાખજો.

બહુ ઝડપથી વાંચવાની ટેવ હોય તો આગળથી 'રાજાધિરાજ' પણ લાવી રાખજો.

આખા દહાડામાં મઝા લુટી લુટીને તમે ધરાઇ જશો. ખાવાનું, પીવાનું, સુવાનું, વાંચવાનું ને સેવા ચાકરી એટલી થશે કે પૂછો વાત. તમારાં પત્નીના પ્રેમની પણ પ્રતીતિ થશે.

વખતે સાંજના એ કૈંક લઇને આવે તો જરા ધ્યાન રાખજો. આખા દહાડામાં તમે કેટલું ખાધુ એનો એણે હિસાબ રાખ્યો ન હોય!

બનતા સુધી તો હીસાબ નહીં રાખ્યો હોય. દબાણ કરીને કહેશે કે આ બટાટાની કાતરી કે બટાટા પૌંવા કર્યા છે. જરાક લોને.

ધીરે રહીને નજર નાખી લેજો કે કેટલા છે? ઘણુંખરૂ પુરતા હશે. નહી દેજો કે 'ઉંહ, હવે તો મને ભુખ નથી.'

'પણ કૈં ખાધા વિના ચાલે? શક્તિ કેમ રહેશે?'

'મ્હને રૂચિ નથી તે શું કરૂં? મ્હારે તો ખાવુંજ નથી.'

મનમાં ભાવે ને મુડી હલાવે એ બરાબર કરી બતાવજો. વાત વધી ને 'મ્હારા સમ' ઉપર આવશે એટઘે ધીરે રહીને થોડું ખાઇ લેજો, થોડુંકજ સમજ્યાને.

પછી આખા દહાડાને કે આખી રજાને સરવાળો કાઢજો. તમને કેનેરીની ગુફા જોવામાં કે ઘારાપુરીની સહેલમાં મઝા વધારે પડત કે આ મ્હારી રીતે પથારીમાંજ વધારે મઝા પડી તેનો હીસાબ કાઢજો.

એક વાત ધ્યાન રાખજો. બનતા સુધી ગંભીર રહેજો ને તમારાં પત્ની ડાકટરને બોલાવવાની વાત કરે તો નાની નાજ પાડયા કરજો. કહેજો કે એવું કૈં ગભરાવા જેવું નથી. કારણકે ડોકટરને બોલાવશે તો ઓડનું ચોડ વેતરાવશે એ બેટીબાપ સમજશે પણ નહીં કે તમને શું રોગ થયો છે ને ગુંચવાડામાં પડી જઇને માથું હલાવશે.

*

# ઝળકતું ચોઘડીયું

કાળી માઝમ રાત હતી. ચારે બાજુ એટલું તો અંધારૂ હતું કે કોઇ ચીજ ન દેખાય! તારાનો આછો પ્રકાશ પણ ન હતો. આછાં આછાં વાદળાંએ એને પણ ઘેરી લીધો હતો.

ઘોડબંદરના રસ્તા ઉપર એક મોટરકાર આસ્તે કદમ ચાલી જતી હતી. એ ઉંચા મેકરની મજબુત રૉલ્સરૉઇસ હતી અને તેમાં એક કદાવર બાંધાના હાંકનાર સિવાય બીજું કોઇ ન હતું, તે ઉંચાઇમાં બરાબર છ ફૂટ હશે અને શરીરની મજબુતાઇમાં લોખંડી બાંધાનો હશે એમ જોનારને જણાઈ આવે એમ હતું.

દૂરથી મોટરના દિવાનો ઝાંખો પ્રકાશ દેખાયો એટલે તેણે પોતાની મોટરના દિવા બંધ કર્યા. સામેની મોટર જોસબંધ આવતી

હતી. મલાડ અને ગોરેગામ છોડયા પછી અંધેરી સુધી ઝાઝું તકલીફ જેવું ન હોવાથી તેણે તે મારી મુકી હતી. એ જેવી નજીક આવી તેવોજ તેનો ડ્રાઇવર ચમકી ઉઠયો. જરાક અસાવધતા થાય તો બેઉ મોટરના ભુક્કા ઉડે એવો મામલો હતો પણ પેલો ઉંચો માણુસ હાથમાં ન્હાની સરખી બત્તી લઇ ઉભો હતો એટલે એ અકસ્માત થતો અટકી ગયો.

'ભલા માણુસ! જરાક તો ભાન રાખવું હતું! છેક આટલે આવ્યો ત્યારે ખબર પડી કે આ ખટારો અહીં પડયો છે!' આવનાર મોટરના ડ્રાઇવરે જોરથી બ્રેક દબાવતાં કહ્યું.

પેલો પ્રચણ્ડ માણુસ તેની નજીક ગયો અને બીજે હાથે ખીસ્સામાંથી ભરેલી રિવોલ્વર કાઢી એની સામે તાકી. 'હાથ ઉંચા કરો–ઉતરો જલદી—નહિ તો—'

'અરે બાપરે!' કહેતો તે નીચે ઉતર્યો.

'ખીસ્સા પાકીટ ખાલી કરો.'

તરતજ ચામડાનું ચાર છ આના વાળું પાકીટ અને બે આના નાનો ખુરદો તેણે નીચે મુકયો.

'બીજું કાંઇ? વીંટી?

'હું નથી પહેરતો.'

ડ્રાઇવરે પેલા પ્રચણ્ડ માણુસ તરફ જોયું. તેણે બુકાની બાંધી હતી અને મોઢાની આજુબાજુ કાળો બુરખો નાખ્યો હતો. તેણે તેને ધારીને જોયો.

'ઠીક, બાજુ ખસો' કહીને તે મોટરમાં બેઠો અને તેની ગતિ ઘણી ધીમી થાય એવી સ્થીતિમાં મુકી. જનારની ગતિ અટકાવવાનો તેનો ઇરાદો સ્પષ્ટ હતો.

ચાકુના બે એક કાપ કરી તે નીચે ઉતર્યો.

'રસ્તે પડો.'

અને પેલાનો કાંઇ છૂટકો થાય ! તેણે તરતજ રસ્તો માપ્યો.

પ્રચણ્ડ માણસે ધીરેથી પાકીટ ઉઘાડયું. અંદર કાંઇ ઝાઝું ન હતું. બારેક આનાનું પરચુરણ અને એક રૂપીઓ. એકંદર એક રૂપીઓ ચૌદ આના. તે બબડયો: ‘આવી રાજમાર્ગની ધાડ પાડયા છતાં માત્ર એક રૂપીઓ ચૌદ આના ! વાહ નસીબ ! મહેનત બરબાદ ઓર ગુનાહ લાજમ’

દૂરથી મોટરની લાઇટ જણાઇ. આ વખતે તાજા અનુભવ પછી તેણે જરા ચપળતા રાખવા વિચાર કર્યો. રસ્તા વચ્ચે એણે પોતાની મોટરને આડી ઉભી રાખી, અને બત્તી પૂર જોસમાં બળતી મુકી.

પેલી મોટર ગતિ ધીમી કરી નજીક આવી ને હાંકનારે પૂછયું: ‘કાયકુ બીચમેં ખડા રખત હય?

બીલકુલ જવાબ આપ્યા સિવાય આ સદ્દગૃહસ્થ નીચે ઉતર્યા અને રિવોલ્વર તાકીને હાંકનારને નીચે ઉતાર્યો, મોટરની અંદરથી રડારોળનો અવાજ આવ્યો. બે સ્ત્રીઓ અંદર બેઠી હતી. મામલો ભયંકર જોઇ તેમણે છૂટે મોઢે રોવા માંડયું.

‘કયાંથી આવો છો?’

‘બોરીવલીથી’ બેમાંની એક જણીએ કહ્યું.

‘કોણ છો? તમારાં નામ—’

‘મુન સીનેમાના સ્ટાર્સ તરીકે અમે જાણીતાં છીએ. મ્હારૂં નામ મીસ મેના ને આ મ્હારી સાથીદાર મીસ મોતી’ મેના રડતાં રડતાં બોલી.

‘સારી વાત છે. ખીસ્સા પાકીટ ખાલી કરો.’

બેઉજણીઓએ રડવા માંડયું.

‘ચાલો જલદી કરો. એ ઢોંગ નહિ ચાલે, નહિ તો—’

રિવોલ્વર જોઇ બેઉ જણીઓએ મુંગે મોંઢે પોતાની ' મની બેગ ' આપી દીધી.

' અને તમારા દાગીના— '

ન્હાનો સરખો ઢગલો બેઉ જણીઓએ રડતાં રડતાં કર્યો. મોતીની માળા, હીરાની વીંટીઓ, જડાઉ બંગડીઓ વિગેરે ઘણી ચીજો હતી.

તડાકો સારો પડયો ગણાય. આ વખતે મહેનત સફળ થઇ હતી.

રમણીના રૂદનથી પથ્થર પણ પીગળે તો પછી મનુષ્ય હૃદયની શી વિસાત ! તે લૂંટારો હતો પણ માણસ હતો. તે પીગળ્યો.

રમણીને રત્નાલંકારો અતિ પ્રિય હોય છે એનો એને અનુભવ હોય એમ લાગ્યું: ' બહુ ગમતી ચીજ એમાંથી લઇ લો, કોઇ તમારા પ્રિયતમે આપેલી કે મનગમતી—'

મીસ મોતીએ મોતીની માળા ધીરેથી ઉંચકી લીધી.

' લો બીજું જે જોઈતું હોય તે. તમે તો અખંડ કુમારાં ખરાં કે ?' તેનો આ ટાણો સાંભળી બેઉ જણીઓને નવાઇ લાગી.

ધીરે ધીરે ચારપાંચ ચીજો ઉપડી ગઇ. ઠંડે કલેજે પ્રચણ્ડ માણસે કહ્યું: ' ચાલો તમારા દાગીના લઈ જાવ. એકલી આ 'પર્સ' લઇ હું સંતોષ પામીશ. '

અને તેણે ધીરેથી પહેલી મોટરની માફક આની પણ સ્હેજ સ્હાજ અવદશા કરીને જવા દીધી.

આ વખતે શિકાર ઠીક સપડાયો કહેવાય ! એક રૂપીઓ ચૌદ આના કરતાં ચોરાસી ગણો માલ મળ્યો હતો પણ તે કાંઇ આટલી ભયંકર જોહમતનું સુંદર ફળ ન ગણાય !

દૂરથી એક ભવ્ય મોટરની ફ્લેશલાઇટ પડતી દેખાઇ. આવનાર મોટર ઉંચા મેકરની હોવી જોઇએ એમ તેની એ લાઇટ ઉપરથી અનુમાન થઇ શકતું હતું.

નવા શિકારની આગતા સ્વાગતા કરવા આ સજ્જન તૈયાર થઇને ઉભા. તે મોટર પાસે આવી કે તરતજ તે કુદી પડયો, લથડીયાં ખાતો તે ડ્રાઇવર તરફ ફર્યો.

' એ દારૂડીયા ! આ રસ્તામાં આમ કયાં મરે છે ? મોટર ખસેડ ! રસ્તો આપ ! '

પણ તે વધારે બોલે તે પહેલાં તેના કપાળમાં રિવોલ્વરની નળી ધડ દઇને અથડાઇ ને પેલો તમ્મર ખાઇને પડયો.

એનું પાંગોઠુ ઝાલીને તેને નીચે ફેંકયો. લોખંડી શરીરની એ અદ્દભૂત શક્તિથી બેસનાર દબાયો નહિ. તેણે તો ગાળો દીધેજ રાખી.

' એ ગધેડા, નકામો કાં મ્હોત માગી રહ્યો છે ? કેમ ફાંસીએ ચઢવું છે કે ? '

પણ એની ટચાકડીભાર પરવા કર્યા સિવાય એ તો અંદર કુદ્યો અને અંદર બેઠેલા જાડા ભાટીઆ ગૃહસ્થને ગરદનમાંથી પકડયો. તે જરા પાકટ ઉમરનો હતો અને ભારોભાર દાગીનાથી લદાયો હતો.

સડાસડ ચાર ડાબા હાથની એના ગાલ ઉપર પેલાએ ખેંચી કાઢી. એ મહાપ્રસાદ મળતાંજ તેણે બૂમા બૂમ કરી મુકી, એટલે બે ચાર વધારે ચોપડાઇ.

આજુ બાજુના જંગલમાંથી તેની બૂમ સાંભળીને કોઇ દોડી આવે એમ ન હતું. છતાંયે આપણા સદ્દગૃહસ્થને તો કામ જલદી આટોપવું હતું.

એણે એનાં કપડાં ફાડવા માંડયાં અને ઘરેણાં કાઢવા માંડયાં.

એકંદર ઘણી સારી રકમ એનાં ખીસ્સામાંથી મળી આવી. સો સો ની બસો નોટ તથા પાંચથી સાત હજારના દાગીના મળી આવ્યા.

એ બધુ તેણે પોતાનાં ખીસ્સામાં ગોઠવી દીધું અને શેઠ સાહેબને જરા વધારે મેથી પાક ખવાડી નીચે ઉતર્યો.

પેલો ડ્રાઈવર હજી બેભાન પડયો હતો.

એ લોકોને એ સ્થીતિમાં રહેવા દઇ તે પોનાની મોટરમાં બેઠો. અંધેરી તરફથી એક મોટર બહુજ ભયંકર ઝડપથી આવતી હોય એમ લાગ્યું.

તેણે પોતાની મોટર મારી મુકી, અને જોત જોતામાં પાછળ આવતી મોટર કયાંની કયાંય પાછળ પાડી દીધી.

મલાડ વટાવી કાંદીવલી લગભગ મોટર લઇ જઇ તેણે પાછી વાળી મરવારોડને રસ્તે હાંકી.

અને પછી આડે અવળે રસ્તે થઇને તે કયાંની કયાંય છૂપાઇ ગઇ !

*

જગદીશના જીવને જરાયે ચેન ન હતું ! ગઇ રાતના જેવો અનુભવ એની આખીએ જીંદગીમાં એને થયો ન હતો.

ઘોડબંદર જેવા સરિયામ રસ્તા ઉપ્પર આ જાતની લૂટફાટ ઘણી સાહસિક ગણી શકાય અને તે બિચારો લૂટાઇ ગયો હતો ! શું પોલિસ ઉંઘતી હતી ?

આ જાતની લોકોના જાનમાલની જોખમદારી હોય તો પછી એ હજારો રૂપીઆ હોઇઆં કરી જનાર ખાતાની શી જરૂરીઆત !

ત્રણેક વર્ષ ઉપરના મલાડના કિસ્સા વિષે તેણે સાંભળ્યું હતું. સમી સાંજે, સાડાઆઠ વાગે, ગામની વચ્ચોવચ જઈને ધાડપાડુઓએ

મારવાડીની દુકાન લુટી તેના છોકરાને મારી નાખ્યાની વાત ખૂબ ચર્ચાઇ હતી પણ તેનું કાંઇજ જાણવા લાયક પરિણામ નહિ આવવાથી જગદીશે આ બાબતમાં એ ખાતા તરફથી મદદ મેળવવાની ઇચ્છાયે ન કરી.

તારદેવવાળા ડિટેકટીવ બહાદુર યાકુબખાનનું નામ તેને જાણીતું હતું. અનેક જાણીતા કેસોમાં એ ખાનગી ડિટેકટીવે નામના મેળવી હતી. એણે તારદેવ જવા વિચાર કર્યો અને તસ્તજ પોતાની મોટર મારી મુકી.

એની પાસે મોટર હતી અને તે કેટલીક વખત લાંબી ટ્રીપે જવા માટે વપરાતી હતી. એની પાસે એવાં કુલ હતાં કે જેઓ વારે ઘડીએ માથેરાન, લોનાવલા, કાર્લા કે પૂના જેવી ટ્રીપો માટે એની મોટરનો ઉપયોગ કરી સારૂ ભાડું આપતાં. તે વાંદરામાં રહેતો હતો અને આ રીતે પોતાની મોટર ફેરવી આજીવિકા ચલાવતો હતો.

મલાડવાળા રામદાસ શેઠની તેના તેના પર પુરી મહેરબાની હતી. રામદાસ શેઠ એક પ્રતિષ્ઠિત માણુસ હોઇ જગદીશને પૈસા ટકાની જોઇતી મદદ કરતા હતા.

યાકુબખાનની એણે મુલાકાત લીધી. તેને કેસ સમજતાં વાર ન લાગી.

'અને તમને શંકા છે?'

'હા સાહેબ!'

'એવો ઉંચો બીજો કોઇ નથી?'

'મ્હેં તો નથી જોયો.'

'સ્હાંજે મ્હને મળજો.'

યાકુબખાનની શક્તિઓ માટે અજાયબ થતો જગદીશ નીચે ઉતર્યો.

સ્હાંજના તે મળ્યો ને તેને યાકુબખાને ઘટતી સુચનાઓ આપી. તેને ઘણી અજાયબી લાગી.

'ચોક્કસ. તમારે એની સાથે નાતો છે.' તેણે ઉમેર્યું.

'પણ એજ શું રા—'

'જરૂર! હું કાંઇ કરવા નથી માગતો. તમે મ્હને કેસ સોંપ્યો ને હું તમને ગુન્હેગારનું નામ સોંપું છું, મ્હારી ફરજ પૂરી થઇ.'

'તમે તો જબરા છો સાહેબ! આ વાતનો અક્ષર—'

'બેફીકર રહો. તમારો અનુભવ કાલે કહેજો.'

×

રામદાસ શેઠ અભણ લોકો કહે છે તેમ અનાડી (ઑનરરી) મેજીસ્ટ્રેટ હતા. મલાડમાં તેમનો ઘોડબંદર રોડપર બંગલો હતો. સ્હવારના પ્હોરમાં જગદિશ ત્યાં આવી લાગ્યો.

'કાં જગદીશ? આટલો જલદી?'

'જરૂરી કામ છે શેઠ સાહેબ!'

બેઉ જણ બંગલાના પહેલે માળે ગયા. રામદાસ શેઠનો ખણ્ડ સરસ રીતે શણગારાયલો હતો. એમણે એક સોફાપર બેસીને વાત કરવા માંડી.

'કાં શેઠજી, તમે મ્હારીપરજ હાથ ઉપાડયો?'

'કેમ જગદીશ, કાંઇ ભાંગ બાંગ પીધી છે કે શું?'

'વાહ! પરમ દિવસ રાત્રે અંધેરી ને ગોરેગામની વચ્ચે મ્હનેજ કાં લૂંટયો? જરાક તો શેઠ, શરમ રાખવી હતી! તમે જાણો છો કે હું ધારૂં તો તમને હેરાન કરી શકું એમ છું પણ શું કરૂં!'

'એમ ગરમ થવાની જરૂર નથી! જગદીશ!'

'મ્હારી પાસેથી રૂપીઓ બે રૂપીઆ શા વાસ્તે લૂંટી લેવા તૈયાર થયા? ને પેલી સીનેમા સ્ટાર્સ રોયા કરતી હતી છતાંય લૂટયે ગયા!!'

'શાંતિ રાખ જગદીશ. મ્હારો હેતુ પ્રમાણિક હતો.'

'પ્રમાણિક હેતુ? રાજમાર્ગ પર ધાડ પાડવામાં પણ પ્રમાણિક હેતુ હોઇ શકે છે તે તો આજેજ જાણ્યું!'

'બેને જગદીશ, એ હેતુ હું પુરવાર કરી શકું છું.'

એમ કહીને બે કાગળો તેમણે પોતાના ટેબલના ખાનામાંથી કાઢયા. એક એના પોતાના નામનો અને બીજો મીસ મેના અને મોતીના નામનો હતો.

'તમારી પાસેથી ચોરેલી ચીજો અનામત આ પરબીડાંમાં છે. ગઇ કાલે કામના દબાણના લીધે એ રજીસ્ટર નથી થઇ શકયું. આજે એ રજીસ્ટર થઈ જાત ને કાલે તમને મળી જાત. પછી તમને લૂટવામાં મ્હારો કોઇપણ ખરાબ આશય ન હતો એ તો ખુલ્લુંજ છે.'

'પણ તમારા જેવો પ્રતિષ્ઠિત એક ઑાનરરી મેજીસ્ટ્રેટ–'

'જરા આસ્તે! દરેક ચીજને કારણ હોય છે. તેં જરા ઉતાવળ કરી. યાકુબખાન પાસે દોડી જવામાં તેં મૂર્ખાઇ કરી પણ સારું થયું કે અમે એક બીજાને સારી રીતે ઓળખતા હતા અને કાલે મેં એ નામદારને ઓળખી લીધેલા એટલે જલદી ખુલાસો થઇ ગયો! એણે મ્હને મ્હારો ભેદ ખુલ્લો ન કરવાનું ખુલ્લા દિલે વચન આપ્યું છે. એ મુજબનું વચન તું આપતો હોય તો—'

'એવુ વચન આપવામાં મ્હને પણ જરાયે હરકત નથી.'

'ભલે! વાત એમ છે કે મારો મિજાજ સર જમનાદાસ ઉપર કેટલાક વખતથી ગયો હતો. એણે મ્હને ભયંકર દગો દીધો હતો. ધી ઓરીએન્ટલ બેંક લીમીટેડનો એ મેનેજીંગ ડીરેકટર હતો, તે તો સૌ કોઇ જાણે છે. બેંક પડયામાં ગઈ તે પહેલાં પાંચ દિવસ ઉપર અમે એક બીજાને મળ્યા ને મ્હેં તેને બેંકની સ્થિતિ પૂછી ત્યારે તેણે જણાવ્યું કે ઓરીએન્ટલ બેંક જેવી સદ્ધર બેંક દુનીયામાં બીજી કોઇ ભાગ્યે હશે. એણે મ્હને મ્હારી સીકયુરીટીઓ અને

રકમો તેમાં રાખવા ભલામણ કરી. આશરે ચાલીસથી પચાસ હજાર રૂપીઆ મ્હેં તેમાં રોકયા અને બરાબર પાંચમે દિવસેજ બેંક ફના થઇ ગઇ! લીકવીડેટરોની તપાસમાં જાહેર થયું કે બેંકની ખરાબ હાલતની સર જમનાદાસને ચાર મહિનાથી ખબર હતી. એણે મ્હારી સાથે જાણી જોઇને દગો કર્યો હતો; પણ કાયદો એવો છે કે હું કાંઇજ કરી શકું એમ ન હતું. મ્હેં તેમને આ વિશ્વાસઘાતની વાત કરી ત્યારે ઠંડે કલેજે જવાબ આપ્યો કે ' હું શું કરૂં! એમાં મ્હારૂં કાંઇ હવે ઓછુંજ ચાલે છે!' બ્રિટીશ કાયદા ની રૂએ તે છટકી ગયો પણ મ્હારા તો બાર વાગી જવાનો સોદો આવી લાગ્યો. મ્હારૂં ગાડું મ્હેં કેમ નભાવ્યું તે તો હુંજ જાણું છું. છેલ્લા કેટલાય મહીનાથી તેને બરાબર શીક્ષા કરવા મ્હારો વિચાર હતો. થોડા વખતથી તે બોરીવલી રહેવા ગયાની મ્હને ખબર મળી હતી, અને પોતાની સાથે તે સારી રકમ રાખે છે એમ પણ પાકકે પાયે મ્હને બાતમી મળી હતી એટલે તેણે મ્હને જેમ લૂટયો હતો, તેમ લૂટવા મ્હેં નક્કી કર્યું. હવે જો હું એ એકજ માણસને લૂટું તો કોઈને પણ શક જાય કે એ કામ કોઇ દુશ્મનનું હોવું જોઇએ અને વખતે મ્હારૂં નામ બ્હાર આવી જાય એટલે સલામતીને ખાતર પણ મ્હારે બે ચાર જણને લૂટવાં રહ્યાં. કમનસીબે મ્હારા હાથમાં તુંજ પ્હેલો સપડાયો એટલે પછી મ્હેં મ્હારો ભાવ ભજવ્યો. પછી આવી પેલી એકટ્રેસો એમને હું ઓળખતો ન હતો પણ લૂટેલો માલ પાછો મોકલવાનું મન સાથે નક્કી કરેલું એટલે તેમનું ઠેકાણુ ને નામ પૂછ્યાં ને પછી પકડાયા સર સાહેબ. ધોળે દહાડે તેણે મ્હને કાયદેસર લૂંટયો હતો. તેનો બદલો મ્હેં તેને આપ્યો. બીજો છૂટકોજ ન હતો. તેની પાસેથી મ્હને સારી જેવી રકમ મળી. પચીસ સત્તાવીસ હજારનો માલ હતો. એ બધી નોટો બીજે દહાડેજ વડોદરામાં વટાવી લેવામાં આવી એટલે મ્હારે માટે કોઈ પણ શંકા લાવી શકે એમ હતુંજ નહિ.

'છાપાંવાળાનાં લાંબા ચોડા લખાણોથી અને પોલિસના અધિકારીઓથી શેકયો પાપડ પણ ભાગવાનો નથી એ મ્હારી ધ્યાન બહાર નથી. મ્હારી રૅાલ્સ રૅાઇસથી તને શંકા પડેલી અને પેલો કાળો બુરખો પવનમાં ઉડયો ત્યારે તેં ધ્યાન રાખેલું એ મ્હને ખબર હતી.

'હવે યાકુબખાનની ચાલાકી એટલી કે લીકવીડેટરને ત્યાં જઇ બેંકનાં કાગળીયાં તપાસી તારી શંકા ઉપરથી મ્હારે લગતી વિગતો જાણીને એકદમ મ્હને ભડકાવ્યો. તેણે અનુમાન બરાબર કર્યું હતું. એ એની પ્રશંસા ખાતર નહિ પણ સત્ય વાત તરિકે મ્હારે જણાવવું જોઇએ.

'મ્હારી જીંદગીનું એ ઝળકતું ચોઘડીયું હતું અને જે જોમથી મ્હેં કામ કરેલું તે જોમથી ફરીથી કદી કોઇ કામ કરી શકીશ કે કેમ તે શંકાસ્પદ છે.

'પણ જગદીશ! આજે તો મ્હારે કોર્ટમાં બેસવાનું છે માટે માફ કરજે મ્હારે જવું પડશે. તારે રહેવાને કાંઇ ઓછીજ હરકત છે. શાંતિલાલ સાથે મુંબાઇ જજે.—'

એમ કહીને શેઠે સ્ટેશને જવાની તૈયારી કરવા માંડી.

રાજમાર્ગના લૂટારૂ પાંચ પંદર રૂપીઆનો દંડ કરવા જતા હતા. તેના પર હસતો હસતો જગદીશ બાગમાં આંટા મારવા લાગ્યો.

*

# મણિકુંવર

[ નોંધઃ મ્હારા એક સ્નેહી જેઓ જેલખાતાના જાણીતા અમલદાર હોઇ થોડા વખત પર આન્દામાનના કેદીઓની સ્થિતિ તપાસવા ગયા હતા તે વખતે એમને એક જાણવા જેવી અરજી મળી હતી. તેમણે મ્હને તેનો કેટલોક ભાગ તથા અરજદારની સહી કાઢી નાખીને તે મોકલાવી હતી. તે મ્હને રસિક લાગવાથી અત્રે આપી છે. ]

મ્હને જ્યારે પકડયો ત્યારેજ મ્હેં મ્હારી હકીકત જણાવી હતી પણ સૌએ મ્હને ગાંડોજ ગણી કાઢયો હતો અને મ્હારી વાત પર જરાયે લક્ષ આપ્યું ન હતું. મ્હારા પર કામ ચાલ્યુ ત્યારે પણ એજ વાત મ્હેં જણાવી હતી છતાં પંચે એકમતે મ્હેં ખૂન કર્યું હોવાનો અભિપ્રાય આપ્યો હતો અને ન્યાયાધીશ સાહેબે

મ્હારી હકીકત પુરી સમજ્યા સિવાય, લક્ષમાં લીધા સિવાય મ્હને જન્મ દેશનિકાલની સજા કરી હતી અને આન્દામાન મોકલાવી દીધો હતો.

આપ સાહેબે જ્યારે હિંદુસ્તાનથી કેદીઓની સ્થિતિની તપાસ કરવા સારૂ અહીં, આવા નર્કસ્થાનમાં આવવાની તસ્દી લીધી છે તો મ્હારી ગરીબની અરજી વાંચવા જેટલી કૃપા કરશો અને બને તો ખાનગી તપાસ કરાવી જોશો તો ખરી હકીકત જણાઇ જશે અને મ્હારા જેવા ગરીબનું કામ થશે. જે આરોપ મ્હારા માથાપર ઠોકી બેસાડવામાં આવ્યો છે તે ખોટો હોઇ ખરેખરૂ ગુન્હેગાર કોણ છે તે આપ તસ્દી લેશો તો સાફ જણાશે કે શેઠ કપુર ચંદનું ખૂન મ્હેં નહિ પણ મણિકુંવર શેઠાણીએ કર્યું છે અને તેનો મ્હોટામાં મ્હોટો અને પહેલો પુરાવો એ છે કે હાલમાં તે શેઠના મરણનો શોક કરવાને બદલે અમન ચમન અને મોજમઝા માણતાં હશે. શેઠાણીએ એ ખૂન એવા સંજોગોમાં કર્યું હતું કે એ સંજોગોનો ભોગ હું થઇ પડયો હતો અને એ છટકી ગયાં હતાં. કપુરચંદ શેઠ અમદાવાદમાં લાખો રૂપીઆ કમાયા હતા અને તેમનું નામ કંજુસના કાકા તરિકે મશહુર હતું. આખી જીંદગીમાં તેમણે ખુબ પઇસા એકઠા કર્યા હતા. છેક મોટી ઉંમરે એમણે લગ્ન કર્યું હતું અને મણિકુંવર શેઠાણીને કાઠિઆવાડમાંથી લઇ આવ્યા હતા. શેઠાણી આવ્યા પછી કોણ જાણે કેમ એમનો સ્વભાવ રહેજ સ્હાજ બદલાયો હતો પણ પાછળથી પાછા ' એ ભગવાન એના એ'ની મહાદશા એમના ગૃહ સંસારમાં ચાલુ થઇ ગઇ હતી અને બેઉ વચ્ચે ખુબ ઘરણ રહ્યા કરતું હતું. પણ એ બધી હકીકત મ્હારી વિગતોમાં રીતસર આવશે એટલે વધારે લખતો નથી.

મ્હારી અરજી વાંચીને આપ મ્હારા જેવા દુઃખના દરિઆમાં સબડતા માણુસ માટે કાંઇ કરશો તો હું આપનો હમેશનો રૂણી થઈશ અને આપને આપની ફરજ બજાવવાનો સંતોષ થશે.

મ્હારૂ વતન અને જાત આપને મ્હારા કેસની હકીકત અને જેલ ખાતાના પત્રક પરથી ખબર પડશે અને અમારી જાત ગુન્હેગાર કોમ ગણાતી હોવાથી ઘણી વખત અમ્હે નજીવો ગુન્હો કર્યો હોય કે નિર્દોષ હોઇએ તો પણ દંડાઇ જઇએ છીએ.

એવીજ રીતે એક વખત સાધારણ ગુન્હાસર અમદાવાદની જેલમાં બાર મહિના રહેવાનો પ્રસંગ મ્હારે આવ્યો હતો. તેમાંથી છૂટયા પછી મ્હારા જેવા છપાઇ ગયેલા કાટલાને કામ કરતાં વિલંબ લાગે એ માની શકાય એવી વાત છે.

અંગ્રેજી હદમાં પોલિસ મ્હારો પીછો છોડે એમ ન હોવાથી ગાયકવાડી રાજમાં કાંઇક કામ મેળવવાની આશાએ જવાનું મ્હેં પસંદ કર્યું અને વડોદરે આવ્યો. ચાર પાંચ દહાડા ગાંઠના ગોપીચંદન કર્યા છતાં કાંઇજ પત્તો લાગ્યો નહિં. મ્હારી પાસે ફક્ત બે રૂપીઆ હતા અને એ રકમ ખૂટી કે ખર્ચાઇ જાય એટલે મ્હારે ભૂખે મરવાની પાળી આવે એવો પ્રસંગ આવ્યો હતો એવામાં મોડેથી મ્હને ખબર મળી કે મકરપુરામાં કાંઇક કામ ચાલે છે અને ત્યાં મ્હને રોજી મલશે. આ ઉપરથી રાતના દસેકના સુમારે હું મકરપુરા જવા નીકળ્યો.

રાતનો વખત હતો અને હું રસ્તાનો અજાણ્યો હતો પણ પાકી સડક હોવાથી કાંઇ હરકત જેવું ન હતું. રસ્તામાં એક હોટલ આવ્યું એટલે મ્હને ચાહ પીવાની તલબ થઈ આવવાથી થોડાક પૈસાનો ખુરદો કરવા ત્યાં ગયો અને ચહાનો સીંગલ બનાવવા કહ્યું.

બે જણ ત્યાં બેઠા બેઠા વાત કરતા હતા.

'અરે પેલા શેઠે તો હવે અબોલા લીધા છે.'

'એમ તે હોય! તુંય વધારીને વાત કરે છે.'

'મ્હારા સમ! પેલો નાથીઓ કહેતો હતો, પણ દલપત, કપુરચંદ શેઠ જેટલો પૈસો કોઇની પાસે નહિ હોય હોં.'

'હરિ ભક્તિ કે શામળ બેચર પાસે હતો પણ હવે ઘસાઇ ગયા ! એમના વૈભવ આગળ કપુરચંદ શેઠ શા હિસાબમાં ?'

'પણ શેઠ બહુજ કંજુસ. શેઠાણી આવ્યાં ત્યાર પછી જરા ઢીલા થયા ને આ બંગલો બંધાવ્યો'

'ત્યારે તો આ બાજુ વખણાઇ. બાકી શેઠ બહુ પાજી સ્વભાવના માણસ ગણાય એની ના નહિ. આવી જુવાન અને રૂપસુંદર સ્રી સાથે ન બને તો કોની સાથે બનવાનું હતું !'

રસ્તામાં જરા દૂર એક આલિશાન મકાન આવી ગયું હતું તેના માલિક માટે આ વાત થતી હોય એમ મ્હને લાગ્યું.

'પણ એના જેટલું ધન બીજે કયાં છે ? એને ત્યાં તો સોના ને હીરા મોતીના ચરૂ ભરેલા છે ચરૂ ! અને શેઠ હમણાં ભલેને સાત પાંચ કરે પણ એ ઢબી જાય ત્યારે શેઠાણી સિવાય બીજુ કોણ વાપરવાનું છે !'

'અને એ આટલુ જોખમ અહીં રાખેતાં અચકાતાય નથી'

'બાપુ ! વડોદરા પાસે છે ને ! શી એની લાગવગ છે ! દિવાન સાહેબ પણ એનું અર્ધી રાતે કામ કરી આપે.'

આ બધી વાતપરથી હું એટલુ તો જાણી શકયો કે કપુરચંદ પુષ્કળ પૈસા અને જોખમ એમના પેલા બંગલામાં રાખતા હતા. આવા સ્થળે પૈસા રાખવા એ મ્હારા જેવાને લલચાવા જેવું નથી ? જંગલમાં સોનાની પાટ રાખો અને કોઇનું ઉપાડી જવા મન થાય તે ગુન્હો ગણાય એ કયાંનો ન્યાય ! મ્હારો વિચાર તે રાત્રે શેઠના બંગલાની મુલાકાત લેવાનો થયો અને મ્હારૂં નસીબ અજમાવવાનું મ્હેં મન સાથે નક્કી કર્યું. અલબત, હું ત્યાં ગયો હતો એ ચોરી કરવાના ઇરાદાથી જ અને એ ગુન્હો હું કબુલ કરૂં છું પણ શેઠનું ખૂન કરવાનો મ્હને સ્વપ્ને પણ વિચાર આવ્યો ન હતો. મ્હારી જરૂરીઆત થોડી હતી અને બુલંદ નસીબ હોય તો તે પુરતુ મ્હને એમના ખજાનામાંથી મળી રહેત પણ મ્હારી મૂર્ખાઇ એટલી હતી

કે મ્હારૂં નસીબ બુલંદ હોવાની મ્હેં કલ્પના કરી. એમ હોત તો પછી મ્હારે શા માટે મોસાળ જવાનો-અમ્હારી ન્યાતમાં જેલમાં જવાનો શબ્દ હલકો મનાય છે એટલે અમે જેલમાં જવાને બદલે મોસાળમાં જવાની વાત કરીએ છીએ-પ્રસંગ શા માટે પ્રાપ્ત થાત?

મોડી રાતના આશરે એક વાગે હું એ બંગલા તરફ ગયો. જેમ તેમ કરી પાળ કુદાવી અને ઝાડની ઓથે ઓથે બંગલાની નજીક પહોંચ્યો. એ એક આલીશાન બંગલો હતો અને રાતનો એક વાગ્યો હોવાથી બધે સુમસામ હતું. ચંદ્રમાનો આછો પ્રકાશ પડતો હતો એટલે પકડાઇ ન જવાય કે કોઇની નજરે ન પડાય એ હિસાબે લપાતો છૂપાતો હું ભીંતની લગોલગ ગયો અને એક નળ વાટે પહેલે મજલે ચઢીને ધીરે રહીને મ્હારી પાસેના છરા વતી બારી ઉઘાડવાની કોશીશ કરી. અંદરની બાજુ બહુજ આછો પ્રકાશ હતો અને મ્હારો વિચાર એ ખણ્ડમાં દાખલ થઈ મ્હારો રસ્તો શોધવાનો હતો.

ધીરે રહીને મ્હેં બારી ઉઘાડી અને હું થંભી જ ગયો.

'ભલે પધાર્યા મહેરબાન! અંદર આવો' આ શબ્દો મ્હારે કાને પડયા.

વીસેક વર્ષની એક નવજવાન અને અતિશય રૂપવતી યુવતિ હાથમાં મીણબત્તી લઇ ઉભી હતી અને જરા પણ ઉશ્કેરાયા સિવાય ઠંડે કલેજે તેણે મ્હને આવકાર આપ્યો હતો.

કોઇ પણ વાતમાં મ્હારી જીંદગીમાં હું અજાયબ થયો હોઉં તો આ પહેલી જ વાત હતી. મ્હારા જેવા ધાડપાડુને જોઇને થરથરી ઉઠવાનું હોય કે આવો મીઠો આવકાર આપવાનો હોય! પણ એક રૂંવું ફરકાવ્યા સિવાય તેણે મ્હને અંદર આવવા માટે બીજી વખત વિનંતી કરી.

'તમે જે હો તે ખુશીથી અંદર આવો.'

'પણ એમ અંદર બોલાવીને દગો કરવા પ્રયત્ન કર્યો તો તમારી વાત તમે જાણ્યાં.' એ કોણ હશે તે બાબતનું અનુમાન કરીને મ્હેં જવાબ આપ્યો.

'એવું કાંઇ જ નહિ થાય. ગભરાવ નહિ. મ્હેં તમને પહેલેથી જ જોઈ લીધા હતા. પેલા ઝાડની ઓથે મ્હેં ભરાતાં જ મ્હેં પકડી પાડયા હતા એટલે જો તમે બહારની બાજુથી બારી ઉઘાડવાની ઉતાવળ ન કરી હોત તો હું જ એ ઉઘાડવાની હતી.'

મ્હારા હાથમાં બારી ઉઘાડવા માટે કાઢેલો છરો હતો તે તેમ જ રાખીને હું અંદર ગયો અને ફરીથી કહ્યું: 'જો જો કાંઇ દગો—'

'જરા વિશ્વાસ રાખતાં શીખો! તમારા જેવા જુવાન હિંમત હારી જશે ત્યારે થઇ જ રહ્યું ને! તમને નવાઇ લાગશે, ઉલટી હું તમને મદદ કરીશ.'

'એ જરા માની નથી શકાતું! તમે શા માટે મ્હને મદદ કરો?'

'કારણકે હું ધિક્કારૂં છું. મને કંટાળો આવ્યો છે! સમજ પડી?'

પ્રેમનું પરિવર્તન થાય તો કેટલે સુધી વિચિત્ર ફેરફાર થઇ જાય છે એ મ્હેં સાંભળ્યું હતું અને આ દંપતીમાં પ્રેમનો સર્વથા અભાવ હતો એ પેલા બે જણની વાત પરથી હું સમજી શકયો હતો. વખતે આવી નવજવાન સ્ત્રી એ બુઢા ધણીને ન ચાહતી હોય તો નવાઈ ન હતી એટલે એનો ગુસ્સો અને ધિક્કાર આવું કાતિલ પગલું લેવા એને પ્રેરે એ જાણીને મ્હને ઘણું આશ્ચર્ય થયું.

'હવે તો વિશ્વાસ બેસે છેને?' તેણે મ્હારી તરફ ધારીને જોતાં કહ્યું.

'હાજી.'

'તમે મ્હને ઓળખો છો?'

'કલ્પના કરી શકું છું.'

'એમ! મારી કર્મકથા ચારે બાજુથી સૌ જાણે છે. પણ એને ક્યાં દરકાર છે! એ ભલા ને એમના કુકા ભલા! તમારી પાસે કોથળી કે કાંઇ પૈસા ભરવાનું સાધન છે?'

'આ દેખાદેખી પહેરેલી ગાંધી ટોપી છે તે ચાલશે.'

'હા, એ પણ ઠીક કામ આવશે, ગાંધીજીનો એ શોધ માટે ઉપકાર માનજો.'

પછી એ આગળ અને હું પાછળ એમ અમે અંદરની બાજુ ગયાં અને એક ઓરડાનું તાળુ ઉઘાડી એણે મ્હને સોના રૂપાનાં કેટલાંક ઘરેણાં બતાવ્યાં. એ ખંડમાં પુષ્કળ ઘરેણાં હતાં અને એની કિંમત સ્હેજે પચાસ સાઠ હજાર થવા જાય એમ હતી. પછી મ્હારી અટકળ ખરી ખોટી પણ હોય!

અમે એમાંથી સારાં સારાં પસંદ કરીને લેવાનો વિચાર કર્યો પણ એ ગાળતાં કરતાં પકડાઇ જવાય તેના કરતાં નગદ સોના મહોરો મળે તો શું ખોટું? એવી શેઠાણીએ—એ બીજું કોઇ નહિ મણિકુંવર શેઠાણી જ હતાં—સૂચના કરી અને તે મ્હને વધારે પસંદ પડી.

'પણ એ ઉપરના ખંડમાં છે અને ત્યાં એ સૂઇ જાય છે.'

'તો પછી જવું નકામું છે! વખતે જાગી જાય તો પંચાત.'

'કાંઇ હરકત નહિ! એમ બ્હી શે જાવ છો! અમારાં બૈરાંથીયે તમે ગયા! તમારા હાથમાં સાધન ક્યાં નથી?'

હું ધ્રુજ્યો. છરો જોયો અને એનો ઉપયોગ કરવાની, શેઠનું કાસળ પતાવવાની શેઠાણીની સૂચના સાંભળી હું આભો બન્યો.

'મ્હારાથી એવું નહિ થાય' મેં કહ્યું.

'તો પછી તમે કમાઇ રહ્યા! લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે કપાળ ધોવા જનાર તમારા જેવા કોણ હશે!'

એણે મ્હને ઉપર જવા ખૂબ સમજાવ્યો. અને અહીંના કરતાં ત્યાં સારૂ મળશે એમ મ્હને કહ્યું; પણ એવું જોખમ ખેડવાની મારી વૃતિ ન થઇ. તેનાથી બન્યું તેટલું તેણે મ્હારાપર તેનું સૌંદર્ય જાદુ અજમાવ્યું પણ એનાથી હું કાંઇ પીગળ્યો નહિ.

એવામાં ફરીથી કાંઇક અવાજ આવ્યો. 'એ આવે છે આ બાજુ !

મ્હને એણે એક બાજુ સંતાડી દીધો. એક પડદા પાછળ ન દેખાય એવી રીતે હું છૂપાયો, એવામાં ઉંઘમાં ખલેલ પડવાથી કંટાળ્યા હોય એમ દેખાતા વૃદ્ધ શેઠ આવી લાગ્યા. તેમને જોઇને એ કપુરચંદ શેઠ હોવાનું મ્હેં અનુમાન કર્યું.

'તમે કે ?' શેઠાણીએ પૂછ્યું.

'શું કરે છે ?'

'કાંઇ નહિ.'

'આટલી મોડી રાતે આ બધું શા માટે ઉધાડયું !'

'જેનું દિલ સાફ હોય તેને ઝટ ઉંઘ આવે.'

'ખોટી વાત ! તમને તો ઠીક ઉંઘ આવે છે.'

'કારણકે મ્હેં એકજ બાબતની ભૂલ કરી છે તે સિવાય બીજી નહિ. ગટરમાં પડેલા ગુલાબને ઉંચકી લેવા સિવાય મ્હારી જીંદગીમાં મ્હેં કાંઇજ ભૂલ કરી નથી અને એ ભૂલનાં માઠાં ફળ ચાખી રહ્યો છું.'

'એમ કે ? ગટરમાં પડેલી પણ હું સારી હતી, કાંઇ હું તમને શોધતી આવી ન હતો !'

'બહુ બ્હેકયું બ્હેકયું બોલવાની જરૂર નથી સમજીને ! હું તને ઓળખી ગયો છું. તારી એ આશા હું જીવું છું ત્યાં સુધી અને તે પછી પણ કદી ફળીભૂત થવાની નથી. તું અને પેલો ભામટો કદી મળી શકવાનાં નથી સમજી ને !'

'એમને ! સારૂ. ચાલ હવે બંધ કર. અરે ! પેલી બારી પણ ઉઘાડી રાખી છે ! કોઈ આવશે તો—'

'એમ કોણ આવવા બેઠું હતું ! મને કઠ થતો હતો એટલે ઉઘાડી હતી.'

આમ રાતના વખતે આ બધુ ઉઘાડવાની વૃતિ જરા નવાઇ જેવી ખરી !'

'એમ માનવાની છૂટ છે.' એમ કરીને તેઓ બીજા ખંડમાં જવા લાગ્યાં.

એ વખતે મ્હારી નજર એક ચીજ પર પડી અને હું ચમકયો. મ્હારો છરો એક બાજુ પડયો હતો અને જો ધ્યાન રાખવામાં ન આવે તો શેઠની નજર એનાપર પડે તો મ્હારા બાર વાગી જાય એમ હતું !

શેઠાણીએ મીણબતીનો પ્રકાશ બીજી બાજુ પર નાખીને ચાલતાં ચાલતાં ડાબા હાથે છરો લઇ લીધો અને છૂપાવીને પોતાની પાસે રાખ્યો.

બેઉ જણ બીજા ખંડમાં ગયા એટલે આ પછી વર્ણવેલો બનાવ મ્હેં નજરે જોયેલો નહિ પણ કાને સાંભળેલો કહું તો ખોટું નથી.

બેઉ જણ વચ્ચે ત્યાં ગયા પછી ગરમા ગરમ તકરાર થઇ અને બેઉ જણ ખૂબ તપી ગયાં. પણ તેમના શબ્દો બહુ મોટેથી બોલાતા ન હોવાથી તૂટક તૂટક શબ્દો સિવાય વધારે કાંઇ મ્હારા સાંભળવામાં આવ્યું નહિ. કેટલીકવાર પછી 'આમ આવ, મ્હારૂ પહેરણ છોડ !' 'આટલી બધી ઉદ્ધતાઇ !' 'ઓ બાપરે !' અને પછી 'અરે ભગવાન ! તુંજ આવું કરશે એમ કોણે ધાર્યું હતું ! ચંડાલ ! બદમાશ !'

છરાના ઉપરા ઉપરી બે ત્રણ ઘા થયા હોય એવો અવાજ મ્હેં સાંભળ્યો અને શેઠના શબ્દો સાંભળી હું દોડયો. જઇને જોયું તો શેઠ ફસડાઇને પડયા હતા અને તેમના રામ રમી ગયા હતા. પાસે લોહીનું ખાબોચીયું ભરાયું હતું અને હાથમાં છરા સાથે શેઠાણી સામેજ ઉભાં હતાં. મહિષાસુરમર્દિની દેવી કાલિકાના જેવી તેમની મૂર્તિ દેદિપ્યમાન અને લાવણ્યવતી હતી.

'આખરે આમજ કર્યુંને!' મ્હેં કહ્યું.

'હાસ્તો બીજું શું?' તેમણે ઠંડે કલજે જવાબ આપ્યો.

'હવે શું કરવું છે? એમના ખૂન માટે બધા તમને હેરાન કરશે!'

'મ્હારા માટે ફીકર કરવાની જરૂર નથી. જરા હાથ દો એટલે એમને ઠીક કરીએ. આ દેખાવજ ભયંકર લાગે છે. પછી તમે જજો.'

મ્હેં હાથ આપ્યો અને શેઠને ઠીક કર્યા. એના લોહીથી મ્હારા હાથ ખરડાયા પણ ખરા. મ્હારૂં રૂંવે રૂંવુ કમ્પી ઉઠયું.

'હવે તમે પેલાં ઘરેણામાંથી જે જોઇએ તે લઇને જઇ શકો છો' તેમણે મ્હને કહ્યું.

'મ્હારે કાંઈ નથી જોઇતું. મ્હને જવાદો એટલે પત્યું.'

'એ તે કાંઇ ચાલે! ત્હમે એ ઇરાદે આવ્યા અને એમને એમ ખાલી હાથે પાછા ફરો એ ઠીક કહેવાય! તમને લઇ જતાં કોણ રોકે છે!'

મ્હારી ટોપીમા મ્હેં ને એમણે થઇને વીસ પચીસ મોટાં મોટાં ઘરેણાં નાખ્યાં અને બારી વાટે હું બહાર જવા નીકળ્યો. મ્હને મ્હારા કામનો તે વખતે જરા પણ વિચાર ન આવ્યો અને એમણે મ્હારા ગળાની આજુબાજુ કેવી ચાલાકીથી દોરડું બાંધી દીધું હતું તે મ્હને સ્હમજાયું ન હતું. એ દોરડું ખેંચાય એટલે હું ફસાઉ એ વા-

તનો શેઠાણીએ નક્કી વિચાર કરી રાખ્યો હતો પણ તેનો મ્હને ખ્યાલ સુદ્ધાં આવ્યો ન હતો.

હું ભાગ્યેજ હજી વાડ સુધી પહોંચ્યો હઇશ એટલામાં બંગલામાં મોટેથી બુમો પડતી મ્હેં સાંભળી.

'ખૂન ! ખૂન !' 'ધાજો ધાજો !' એમ ચાર પાંચ બૂમો રાતના શાંત વાતાવરણને ભેદીને ચારે બાજુ સંભળાઇ. મ્હને સંતાવાનો વખત મળે તે પહેલામાં ચારે બાજુ માણસો જાગી ઉઠયાં અને દોડ ધામ શરૂ થઇ.

થોડા વખતમાં મ્હારી પાછળ પાંચ સાત માણસ પડયા અને મ્હને પકડી પાકયો. અર્ધા કલાકમાં તો તેઓ મ્હને મ્હારી મરજી વિરૂદ્ધ પુષ્કળ ત્રાસ આપીને શેઠાણી પાસે ઘસડી લાવ્યા અને પૂછયું: 'આજ એ માણસને ? બાઇ સાહેબ !'

શેઠ સાહેબના શરીર પર નમીને આંખમાંનાં આંસૂ લૂછી ગુસ્સાથી મ્હારા તરફ શેઠાણીએ જોયું. અરે ભલા ભગવાન ! આતે કઈ જાતની રીત ભાત ?

'એજ ! એજ ! એણેજ શેઠનું ખૂન કર્યું અને ભાગ્યો. આવા ઘરડા માણસને મારતાં તને શરમ ના આવી !' એમણે મ્હારા તરપ ફરીને કહ્યું.

મ્હારા માથા પર વિજળી પડી હોત તો હું ભડકત તેના કરતાં વધારે અજાયબી મ્હને તે વખતે લાગી અને ભડકી ઉઠયો.

'તમે કર્યું અને પાછાં મ્હને ગળે પડો છો' મ્હેં ઉશ્કેરાઇને કહ્યું.

'અરે વાહરે ! ચીનના શાહુકાર ! ગળેપડુનો ધંધો ઠીક કરે છે'

એવામાં પોલિસ ઇન્સ્પેકટર આવી લાગ્યો અને તેમણે મ્હને એના કબજામાં સોંપી દીધો.

'આપે જાતે એને ખૂન કરતાં જોયો ખરૂં ને, બાઇ સાહેબ !' ઇન્સ્પેકટરે પૂછ્યું.

'હાજી મ્હેં સગી આંખે જોયું. બાપરે ! એણે છરો ઉપાડયો અને ત્રણ ચાર વખત શેઠને માર્યો. એણે અંદર આવીને પેલો ઘરેણાં વાળો ઓરડો ઉઘાડયો અને પેટી ઉઘાડી થોડાંક ઘરેણાં ઉપાડયાં. શેઠ અને હું જાગી ઉઠયાં અને અહીં આવી એમણે એને પકડયો એટલે છરાથી એ શેઠ ઘાયલ કરીને નાઠો. એનો છરો હજી શેઠના ઘામાંથી ખેંચી કાઢેલો નથી.' એમણે રડતાં રડતાં જણાવ્યું.

'મ્હેં નહિ પણ શેઠાણીએ ખૂન કર્યું છે.'

પણ મ્હને વધારે બોલવા દેવાની યે ઇન્સ્પેકરે છૂટ ન આપી તો પછી સાંભળવાની તો મહેરબાનીજ શાની કરે.

મ્હને તરતજ ત્યાંથી લઇ જવામાં આવ્યો.

'ગરીબ બિચારો ! કોણ જાણે શીયે આશા રાખી હશે !' એમ શેઠાણીને બબડતાં મ્હેં સાંભળ્યાં.

તે પછી કાયદા પ્રમાણે, મ્હારા પર કામ ચલાવવામાં આવ્યું અને વકીલની બોલવાની છટા તથા શેઠાણીની જુબાની મ્હને સેશન્સ કમીટ કરાવવા પુરતાં હતાં: અને ત્યાં પણ એ વાતને સાચી માનીને મ્હને સજા કરવામાં આવી.

મ્હારા ગુન્હાની પરમેશ્વરને હાજર નાજર જાણીને જણાવેલી આ સત્ય હકીકત છે અને તેના પર ધ્યાન દઇને આપ સાહેબ યોગ્ય તે તપાસ કરી મ્હને ન્યાય આપશો એવી આશા રાખુ છું.

*

## માતાનું ધન!

‘ઓ મારે! મણિ બ્હેને તો પડતું મૂક્યું’ એકાએક સુમને રા’ડ પાડી.

હું, મ્હારી સુમન, પ્રાણલાલ અને એની બ્હેન મણિબ્હેન જાત્રા કરવા ગયાં હતાં. પ્રાણલાલ પરમ ભગવદીય વૈષ્ણવ હતો. એની બ્હેન વિધવા હતી. અમે જાત્રા કરવા નીકળ્યાં તે પહેલાં એ ઘણી ઉદાસ રહેતી હતી. એનું જીવન ખારૂં થઇ ગયું હતું. જાત્રાએ એનામાં કૈંક ઉત્સાહ પ્રેર્યો હતો.

ગોકુળ મથુરા અને વૃંદાવનની જાત્રા કરીને અમે પ્રયગરાજ ગયાં હતાં. અલ્હાબાદના સ્ટેશને ઉતરી પ્રયાગનો કિલ્લો, તે માંહેનો દેવાંનામ પ્રિય રાજા અશોક વર્ધનનો લોહસ્તંભ, વિશાળ ભોંયરૂ, તે માંહેની અનેક વિધ ભવ્ય દેવમુર્તિઓ વગેરે જોઇ અમે ત્રિવેણી સંગમપર સ્નાન કરવા ગયાં.

પુર્વવાહિની ગંગા એ સ્થળે પશ્ચિમવાહિની બને છે. ગંગા યમુના અને ગુપ્ત સરસ્વતી એ ત્રણેનો ત્યાં સંગમ થાય છે એમ પરાપૂર્વથી મનાતું આવ્યું છે અને ત્યાંના સ્નાનનું મહાત્મ્ય ઘણુંજ છે.

નાવમાં બેસીને અમે સંગમસ્થાન આગળ ગયાં. અમારી આજુ-બાજુ બ્રાહ્મણો અને બાવાઓ તથા સૌ તીર્થસ્થળે હોય છે તેવા ધૂર્તોનો શંભુમેળો એકઠો થઇ ગયો. યથા શ્રદ્ધા અમે સ્નાન વીધિ આટોપી પાછા ફરતા હતા. હું પ્રાણલાલને ચીઢવતો હતો કે આવા મોટા તીર્થમાં નહાતાં પણ મારા માથામાં ભારોભાર રેતી ભરાઇ ગઈ હતી. અલબત, એ પવિત્ર રેતીને લીધે પુણ્યનો ભાર વધ્યો હોય નો પ્રભુની કૃપા. એટલામા સુમનનો ચિત્કાર સાંભળી મારૂં ધ્યાન એ તરફ દોરાયું.

કછોટો મારીને હું પાણીમાં પડયો. ગંગા યમુનાનાં કાળાંગોરાં અગાધ જળનીયે પરવા ન કરી. મ્હારી પાછળ બે ત્રણ માછી પણ કૂદી પડયા. તરવાનો મ્હને સારો મ્હાવરો હતો.

પાણીના વમળ અને વહેણનું જોર સંગમસ્થાને હદ બહારનું હોય છે તેમાં વળી આ તો ભારતવર્ષની બે મોટામાં મોટી નદીઓ એટલે એના જોરનું તો પૂછવું શું ?

પણ રામ રાખે તેને કોણ ચાખે ? મ્હારે હાથે યશરેખા હતી તેને પ્રતાપે કે મણિબ્હેનની જીવનદોરી લાંબી હશે તેને પ્રતાપે જે

હોય તે ખરૂં, પણ મણિબ્હેનના વાળની લટ મ્હારા હાથમાં આવી ગઇ અને એમને હું ઉપર ખેંચી લાવ્યો. બે માછીમારો પડએ આવ્યા અને અમે ત્રણેએ મળીને એમને મછવા પાસે આણ્યાં. પેલા બે માછીમાર મદદે ન આવ્યા હોત તો અમે બેઉ જણ સાથે જ ડૂબી જાત; કારણ કે મણિબ્હેને મ્હને પોતાને બેઉ હાથથી ચૂડ ભરાવી દીધી હતી. એક ડૂબતો બીજાને ડૂબાડે એ કહેવત કંઇ ખોટી નથી.

જેમ તેમ કરીને અમે એમને મછવાપર લીધાં. પ્રાણલાલ અને સુમન આ બનાવ જોઇને આભાં જ બની ગયાં હતાં.

કિનારે આવીને અરધો એક કલાક યોગ્ય ઉપાય લીધા પછી મણિબ્હેનને શુદ્ધિ આવી. એમણે આંખ ઉઘાડી.

બેએક કલાકે અમારા જીવમાં જીવ આવ્યો. મણિબ્હેનની તબીઅત ઠીક થઇ. અમે હેમક્ષેમ અમારે ઉતારે સ્ટેશન પાસેની વિશાળ ધર્મશાળામાં આવ્યાં.

મ્હેં સુમનને કહી રાખ્યું હતું કે કલાવી પટાવીને મણિબ્હેનને વખત આવ્યે આવું પગલું શા માટે લીધું તે પૂછી લે.

આ દુઃખદાયક પ્રસંગ પછી પ્રાણલાલનો વિચાર ફરી ગયો હતો. જગન્નાથજી અને ગયા જવાનો અમારો મૂળ વિચાર ફેરવીને અલ્હાબાદથી જ પાછા ફરવાની અમારે ગોઠવણ કરવી પડી હતી; પરંતુ સુમને મ્હને અહીંથી પાછા ફરતાં આગ્રા જવાનો આગ્રહ કરવાથી આખર અમે એવા ઠરાવ પર આવ્યા કે પ્રાણલાલ અને મણિબ્હેન બારોબાર મુંબાઇ જાય અને અમે બે આગ્રા વિગેરે બાજુએ જઇએ.

પ્રાણલાલે અલ્હાબાદથી બારોબાર જવાનું કર્યું એટલે ત્યાંની જાણીતી ચીજો લઇ લેવાનો વિચાર રાખ્યો.

અલ્હાબાદનાં 'અમરૂદ'–જમરૂખ પ્રખ્યાત છે. એવાં સુંદર ફળ બીજે ભાગ્યેજ મળતાં હશે. પ્રાણલાલે દોઢ રૂપિયે સેંકડાના ભાવે દોઢસો જમરૂખ લીધાં.

તે દિવસે સાંજે સાડાચાર વાગ્યે એ ભાઇબ્હેન મુંબાઇ આવવા નીકળ્યાં. સસ્તા ભાવનાં જમરૂખ એ વખતે મોંઘાં પડી ગયાં એના લગેજના પાંચ રૂપીયા નવ આના ભરવા પડયા !

હું અને સુમન ત્યારબાદ ભારતના હાલના રાષ્ટ્રપતિનું આનંદભુવન જોઈ આવ્યાં.

આગ્રાનો તાજમહેલ, સાંચીના સ્તુપ, એલોરાની ગુફાઓ વગેરે જોવા જેવે સ્થળે ફરીને પંદરેક દિવસે અમે મલાડ પાછાં ફર્યાં.

*

પ્રાણલાલની તબીઅત સારી ન હોવાથી હવાફેર માટે તેઓ મલાડ આવ્યા હતા. આઠ આઠ દસ દસ સેનેટરીઅમો—આરોગ્યભુવનોવાળું મલાડ હવાફેરના સારા ઠેકાણા તરિકે મુંબાઇમાં જાણીતું છે.

એમના આરોગ્યભુવનમાં આવ્યા પછી અમારો સંબંધ વધારે તાજો થયો.

શા કારણે મણિબ્હેને ત્રિવેણી સંગમમાં પડતું મૂકયું તે અમારાથી અજ્ઞાત હતું. એવો પ્રસંગ મળ્યો ન હતો કે જે વખતે સુમન એ વાત કઢાવી શકે.

વિશ્વવંદ્ય મહાત્મા ગાંધીજીએ સત્યાગ્રહની શરૂઆત કરીને મીઠાનો કાયદો તોડવાની ભારતને સલાહ આપી હતી. દરેક સ્થળે એનો અમલ થતો હતો અને એને માટેની સામુદાયિક હિલચાલ પગભર થતી જતી હતી.

ઉપનગર જીલ્લામાં વિલેપારલેની છાવણી આગળ પડતો ભાગ ભજવતી હતી. એના નાયકોને નિર્દય અને અમાનુષી સજાઓ નજીવા બ્હાના હેઠળ થવાની શરૂઆત થઇ હતી.

ચોમાસું માથે આવતું હોવાથી સબરસ સંગ્રામનો રસ જામતો હતો.

આજે રવિવાર હતો એટલે સાંજે સત્યાગ્રહ છાવણીમાં જવાનો અને સબરસ લઇ આવવાનો વિચાર રાખ્યો હતો.

પ્રાણુલાલને ઠીક હતું અને એણે આગ્રહ કરીને મણિબ્હેનને અમારી સાથે મોકલ્યાં હતાં.

અમે અંધેરી વટાવ્યું એટલે દસેક વર્ષનો એક છોકરો અમારી પાસે ભીખ માગવા આવ્યો. છોકરો ચાલાક હતો પણ એણે ઘણું દુ:ખ વેઠયું હોય એમ એના મોઢાપરથી જણાતું હતું.

એ મીઠી હલકે 'ભારતકા ડંકા' નું પ્રચલિત ગીત ગાતો હતો. સુમને એને પૈસો આપ્યો.

મણિબ્હેનના મ્હોંપર અત્યારે અવર્ણનીય અને અકથ્ય ભાવ તરવરતા હતા. એમનું હૈયું વલોવાઇ જતું હોય એમ જણાતું હતું. એમને શું થતું હતું તે બરાબર સમજાતું ન હતું. વિલેપારલે આવ્યું, ગાડી ઉભી રહી છતાં જાણે એમની તાકાત હરાઇ ગઈ ન હોય એમ એ બેસી રહ્યાં. સુમને એમનો હાથ ઝાલીને ઉતાર્યાં ત્યારે !

અમે સત્યાગ્રહ છાવણી જોઇ, ત્યાંની વ્યવસ્થાથી પ્રસન્ન થયાં. સબરસ તૈયાર કરવાની બન્ને રીતો ધ્યાન દઇને જોઇ અને સબરસ લીધું પણ ખરૂં.

ત્યાંથી અમે એકાદ બે સ્થળે મળવા ગયાં અને પાછા ફરતાં મોડું થયું. વરસાદ એકાએક તુટી પડયો અને ચારે તરફ પાણી પાણી થઈ રહ્યું.

સ્ટેશને આવ્યાં ત્યારે સાડા નવ થયા હતા. ગાડીને વીસેક મિનિટની વાર હતી.

એવામાં અમારી નજરે પેલો ભિખારી છોકરો પડયો, એ પ્લેટફૉર્મપર એની ધોતલી પાથરી હાથનું ઉશીકું કરી સૂવાની તૈયારી કરતો હતો. એના શરીરપર એક ફાટયો તુટયો કબજો હતો, ટોપી એણે ઉશીકે રાખી, અર્ધી ધોતલી પાથરીને અર્ધી ઓઢી.

'અરે ભલા ભગવાન !' સુમન બોલી 'આ બિચારાની સંભાળ લેનાર કોઇ નહિ હોય ?'

'એમજ, નહિતર એ આવી રીતે સૂએ ખરો !'

'એનાં માબાપ ભાઇભાંડુ ?'

'નહિ હોય અથવા એને ખબર નહિ હોય. એ સિવાય આટલો નાનો સરખો છોકરો રખડે ખરો ?'

'મણિબ્હેન ! મણિબ્હેન ! તમને શું થાય છે ?' એકાએક મણિબ્હેનના વિલાઇ જતા ચ્હેરા તરફ જોઇને સુમને પૂછ્યું.

મણિબ્હેનને આ છોકરાને જોઇને શું થતું હતું તેની મ્હને સમજણ ન પડી.

'કંઈ નહિ. એ તો અમસ્તું.' એમણે જવાબ આપ્યો. પોતાને શું થાય છે એ સમજાતું નથી અને મનની ગડમથલ મનમાં જ સમાવવી છે એમ એમના વર્તનપરથી અમને લાગ્યું.

અને પછી શુન્યચિત્તે મણિબ્હેન અમારી સાથે ગાડીમાં બેઠાં અને મલાડ ઉતર્યાં.

બીજે દિવસે એ સુમનને મળવા આવ્યાં અને એમની વિતક વાત કહેવા લાગ્યાં.

*

'જુઓ સુમન બ્હેન !' મણિબ્હેને વાત શરૂ કરી. 'ગઇ કાલે મ્હારા ભાઇ હતા એટલે મ્હેં મ્હારા મનની વાત કહી નહતી. એ કહેવાની મ્હારી હિંમત ચાલતી ન હતી. આજે પણ કહેવાશે કે નહિ તે પ્રભુ જાણે પણ મ્હારે હવે તમને કહ્યા વિના છૂટકો નથી.

'પેલા છોકરાને જોઇને મ્હને મ્હારો પ્રેમજી યાદ આવે છે. એ પણ આજે એવડો હોય ! એનો ચ્હેરો જોઇને મ્હારા પેટમાં કંઈનું કંઈ થાય છે ! અરે સુમન બ્હેન ! તમે તો સ્ત્રી છો એટલે સ્ત્રીનું હૃદય જાણી શકો.

'પણ તમને બધી વાત બરાબર કહું એટલે સમજાશે. હું ન્હાની હતી ત્યારે મ્હારાં લગ્ન થયાં હતાં. મ્હને સમજણ આવે તે પહેલાં તો હું વિધવા થઇ.

' યુવાવસ્થા આવી. આપણાં સામાજિક બંધનોને લઈને મ્હારા જેવી બાલવિધવાને પરણાવવાનો દોષ નથી છતાં પણ એવું પગલું મ્હારાં વડિલો ભરી શકયાં નહિ. અમે ચુસ્ત વૈષ્ણવ છીએ તે તો તમને ખબર છે. મ્હારી બા સાથે હું મંદિરોમાં જવા લાગી, અને એનું પરિણામ એ આવ્યું કે હું ગર્ભવતી થઇ. જેની સાથે મ્હને સંબંધ બંધાયો હતો તે એક મંદિરનો મુખીઆજી હતો. એણે મ્હને જાત્રાને બ્હાને બહારગામ મોકલાવી.

ત્યાં મ્હને એક પુત્ર અવતર્યો. સારા નસીબે એણે આડાઅવળા ઉપાય લીધા ન હતા. એટલી પ્રભુની કૃપા હતી.

' એ પુત્રને લઇને મ્હારાથી ઘેર અવાય એમ ન હતું. માબાપ મ્હને સંઘરશે કે નહિ તે ચિંતાનો વિષય હતો એવામાં ઈન્ફ્લ્યુએન્ઝામાં મ્હારી માતા મરણ પામી અને પિતાજી પણ ત્યારપછી એકાએક પરલોકવાસી થયા.

' એવામાં મુખિયાજીએ મને દગો દીધો. મ્હારા પુત્રથી મ્હને વિખુટી પાડી. હું રડી, કકળી પણ એ દૈત્યને દયા ન આવી

' દુનિયાની સુકી લીલી મ્હેં જોઇ અને કંટાળી. બધી વિગતો લંબાણથી કહી તમને કંટાળો નહિ આપું. છેવટે મ્હારા ભાઇ પાસે આવી અને કરગરી. એના દિલમાં પ્રભુ વસ્યા અને એણે મ્હને આશરો આપ્યો.

' છતાં સમાજની શાણી સીતાઓ અને સુભદ્રાઓ મ્હને વારે-ઘડીએ ડામ્યા કરતી અને હેરાન કર્યા કરતી. જીવનથી હું કંટાળી ગઇ હતી એટલે એ બધામાંથી છૂટવા ત્રિવેણી સંગમમાં મ્હેં પડતું મૂકયું હતું પણ એ વખતે તો નટવરલાલભાઇએ બચાવી.

' ગઇ કાલે પેલા છોકરાને જોયો ત્યારથી મ્હારૂં હૈયું વલોવાઇ ગયું છે, મ્હને શંકા છે કે એ જ મ્હારો પ્રેમજી હશે. પ્રાણલાલને એ વાત મ્હેં કરી ન હતી પણ તમે એટલું ન કરો કે એ છોકરાને નટવર-

લાલભાઇ અહિંયાં લઈ આવે અને એને હું ફરીથી બરાબર જોઇ લઉં ? '

'એમાં શું ! આજે એમને કહીને એ ગોઠવણ હું કરીશ.' સુમને આશ્વાસન આપ્યું. 'એ ખુશીથી એટલું તો કર્યા વિના નહિ રહે.'

હું સાંજે ઘેર આવ્યો એટલે સુમને મ્હને વાત કરી. હું વિલે-પારલે ગયો અને પેલા છોકરાને શોધી કાઢયો. એને સમજાવીને મલાડ લઇ આવ્યો. મણિબ્હેનને બોલાવ્યાં. એમણે એને ધ્યાન દઇને જોયો. એની પીઠપરના લાખાપરથી અને પેટે દીધેલા ડામ પરથી એમની ખાત્રી થઇ કે એ એમનો પ્રેમજી હતો.

પ્રેમજીને પોતાનું ન્હાનપણ બરાબર યાદ ન હતું પણ છેલ્લાં બે વરસપર એ એક ડોસી સાથે ભીખ માગતો હતો અને એ ડોસી એની મા હતી એવું એ જાણતો હતો. ડોસી મરી ગઇ ત્યારે એક ભિખારીને એની ભલામણ કરી ગઇ હતી. એ કેટલોક વખત તે ભિખારી સાથે રહ્યો અને રખડયો હતો. બે એક મહિનાપર તે પણ મરી ગયો એટલે એ એકલો જ ફરતોજ હતો અને જે મળે તે ખાઇને ગુજારો કરતો હતો. દરરોજ રાત્રે વિલેપારલે અથવા અંધેરીના પ્લેટફોર્મપર સૂઇ રહેતો હતો. ચોમાસાના દિવસો કે શિયાળાની રાત પણ એ એવી રીતે દુઃખે પાપે વિતાવતો હતો.

એની કથની સાંભળી અમારાં હૃદય દયાથી આર્દ્ર થઇ ગયાં.

બેઉ મા દિકરો એક બીજાને ભેટયાં.

પ્રાણલાલને મ્હેં વાત કરી અને સમજાવ્યા અને એની મુંબાઇની જગ્યા છોડી મલાડ અથવા બોરીવલી કાયમ ખાતે રહેવાની ભલામણ કરી. એણે મલાડમાં જગ્યા લઇ લીધી.

મણિબ્હેને અહીંની રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લેવા માંડયો. એમના જીવનનું શ્રેય એ માર્ગે કરવાનો એમણે નિશ્ચય કર્યો.

આઠેક દિવસપર વસ્તીગણત્રીના બહિષ્કારના કામમાં પ્રેમજીએ પોતાના નવા ગોઠીયાઓ સાથે ડામરથી નંબરો ભૂસી નાખ્યા હતા તે બદલ એ અને બીજો એક વાનર પકડાયા હતા. વાંદરાના ચાલાક ન્યાયાધિશે એમને બબ્બે મહિનાની સજા ફરમાવી હતી એટલે એ હાલ થાણાની જેલમાં છે. પ્રાણલાલ કહે છે કે એ મઝામાં છે અને ત્યાં એને સારી રીતે ગોઠી ગયું છે.

મણિબ્હેન હાલ સરમુખત્યાર નિમાયાં છે અને ખાદીપ્રચાર પાછળ તનતોડ મહેનત કરી રહ્યાં છે. એમનાપર સરકાર માબાપની રહેમ નજર છે એટલે વખતે એમને માટે એકાદ શાંતિ સ્થાનમાં સગવડ કરે તો નવાઇ જેવું નથી.

*

# ઘુંઘટવાળી

તેવીસ વર્ષ જેટલો લાંબો વખત જયંતે બહુ જ બાહોશીથી ખાનગી 'ડિટેક્ટીવ' તરિકે ધંધો કર્યો અને સત્તર વર્ષ સુધી મ્હેં એના સાથીદાર તરીકે કામ કર્યું એ વાતનો વિચાર કરનારને એટલી તો ખાત્રી થયા સિવાય નહિજ રહે કે અમારી પાસે અનેક કેસ એ દરમિઆન આવ્યા હોવાજ જોઇએ અને એ સર્વેની ટુંકી નોંધ મ્હેં રાખેલી હોવાથી જયંતના પરાક્રમો સાહસો કે સાહસ કથાઓ લખવા માટે મ્હારી પાસે પુષ્કળ સાધનો હોવાં જોઇએ એટલે લખતી વખતે મ્હારે કૈં પણ મ્હારી મગજડીને ઉભું કરવાનું નથી પણ વિશાળ સમુદાયમાંથી એકાદી યોગ્ય ચીજની પસંદગી જ કરવાની હોય છે. એ બધી નોંધો, એને લગતો કાગળો અને જૂદા જૂદા વિષયવાર

રાખેલાં ટાંચણો એટલાં બધાં છે કે એ એક આખી લાયબ્રેરી જેટલી જગ્યા રોકે.

જયંતની પાસે અનેક પ્રકારના કેસ આવેલા અને એ દરેકમાં એણે યથાશક્તિ સફળતા પ્રાપ્ત કરીને કીર્તિ મેળવેલી. એવા બધાયે કેસ રજુ કરીએ તો અનેક પુસ્તકો ભરાય એટલે એમાંથી જે વધુ રસિક અને વધુ ચમત્કારિક હોય તે ચૂંટીને સંગ્રહ રૂપે પ્રકટ કરવાનો મ્હારો રિવાજ છે.

એક દિવસે બપોર પહેલાં મ્હને જયંતની જરૂરી ચીઠ્ઠી મળી. એણે મ્હને તરતજ બોલાવેલો હતો. હું એની પાસે પહોંચ્યો ત્યારે એ એક વયોવૃદ્ધ બાઇ સાથે વાતો કરતો બેઠો હતો.

'માટુંગેથી આ સરસ્વતીબાઇ આપણને મળવા આવ્યાં છે. નટવર !' મ્હને જોઇને એ વૃદ્ધ બાઇનું ઓળખાણ કરાવતાં એ બોલ્યો. 'એમને એક રસિક વાત આપણી પાસે રજુ કરવાની છે અને એને અંગેજ મ્હેં તને બોલાવ્યો છે.'

'હા. ભાઇ !—'

'જુઓને સરસ્વતીબાઇ ! આપ કહો છો તે રીતે જો હું પન્નાબાઇ પાસે આવું તો મ્હારી સાથે એક સાક્ષી હોય તો વધારે સારૂં. અમે ત્યાં આવી પહોંચીએ તે પહેલાં એ વાત તમે એમને જરૂર સમજાવજો.'

'બહુ સારૂ ભાઇ ! ભગવાન તમારૂ ભલુ કરે.' સરસ્વતીબાઇએ કહ્યું. 'એ તો બિચારી તમને મળવાને એટલી ઝંખી રહી છે કે તમે તમારી સાથે આખા ગામને લઇને આવો તો યે એને કૈં હરકત નથી?'

'તો તો અમે બપોર પછી આવીશું. અમે આવીએ તે પહેલાં કેટલીક ચોકસી કરવાની છે અને તે અમે કરી લઇશું. એ કરી લઇએ એટલે ડૉ. નટવરને બધી વાત સમજવાનું સરળ થઇ પડશે. તમે કહો છો કે પન્નાબાઇ છેલ્લાં સાત વરસ થયાં તમારે ત્યાં રહે છે ને

ખાય પીયે છે છતાં માત્ર એકજ વખત તમે એમનો ચહેરો જોયો છે ?'

મ્હને એ સાંભળીને નવાઇ લાગી. પન્નાબાઇ જયંતને મળવાને ઝંખે છે એ વાક્ય જરા સંશયગ્રસ્ત હતું. જયંરત જેવો સ્ત્રીઓથી દૂર રહેનાર માણસ આ રીતે સાંભળે અને એને મળવાની હા પાડે એ મ્હને બહુજ નવાઇ જેવું લાગ્યું હતું પણ જ્યારે મ્હેં એનું છેલ્લું વાક્ય સાંભળ્યું ત્યારે મ્હને લાગ્યું કે હું ભીંત ભૂલ્યો હતો.

'અને ભગવાન કરેને એ મ્હેં ન જોયો હોત તો વધારે સારૂં' સરસ્વતીબાઇએ નિશ્વાસ નાખતાં કહ્યું.

'એ બહુજ ભયંકર રીતે ચુંથાઇ ગયેલો હતો ખરૂં ને ?'

'અરે ભાઇ ! એને તમે ભાગ્યેજ ચહેરો કે મોઢું પણ કહી શકો ! એનો દેખાવ જ એવો હતો કે આપણે છળી મરીએ. અમારી દૂધવાળીએ એકવાર એનું મોઢું જોયું કે એ બેબાકળી થઇ ગઇ અને એનો હાંડો પડી ગયો ને દૂધ બધુંય ઢોળાઇ ગયું. એવો એનો ચહેરો છે. મ્હેં એ જોયો ત્યારે હું પણ બીકની મારી ગભરાઇ ગઇ હતી; એને તો ખબરેય ન હતી કે મ્હેં એનું મોઢું જોયું હતું; પણ મ્હારા મોંપરથી એ જાણી ગઇ કે એના ચહેરાપર મ્હારી નજર પડી હતી; એટલે એ બોલીઃ 'હવે તો તમને ખબર પડીને સરસ્વતી-બાઇ ! કે હું શા માટે મ્હારો ઘુંઘટ ઉઘાડતી નથી ! હું તે શી રીતે ઘુંઘટ ઉઘાડું ?'

અરે તારીની ! આ તે કેવી વાત ! ઘુંઘટની વાત સાંભળું છું અને મ્હારા મોં આગળ પ્રાણશંકર પંડિતજીએ કહેલી એક નવો-ઢાની વાત તર્યા કરે છે.

'તમને એની આગલી પાછલી હકીકતની માહિતી છે ?'

'બિલકુલ નહિ.'

'એ જ્યારે તમારે ત્યાં રહેવા આવી ત્યારે કૈં ઓળખાણ પીછાણ આપ્યું હતું કે નહિ ?'

'ના ભાઇ ! પણ એણે તો મ્હને રોકડા રૂપીયાજ આગળથી આપ્યા અને તે પણ હું ખુશ થાઉં એટલા એટલે પછી હું બોલું પણ શું ? એ એટલી સારી રીતે પૈસા આપતી આવી છે કે મ્હારે કૈં બોલવા જેવું છેજ નહિ. આવા કઠણ કાળમાં સારા પૈસા મળતા હોય તો એવું એકાદ જમનાર કે રહેનાર રાખવાની શી રીતે ના પડાય ?'

'પણ એણે તમારૂ ઘર શી રીતે પસંદ કર્યું ? એ એને કોણે બતાવ્યું ?'

'તે તો એ કૈં બોલી નહિં, પણ એમ એ કહેતી હતી કે એને મ્હારૂ ઘર રસ્તાથી જરા દૂર અને એકાંતમાં હતું એટલે ઘણું ગમી ગયું. વળી મ્હારે ત્યાં વધારે માણસો નથી ને ખટપટપણ નથી. મ્હને એમ લાગેલું કે એણે બીજે કોઇ ઠેકાણે પ્રયત્ન કરી જોયો હશે પણ ફાવતી વાત નહિ આવી હોય એટલે એ મ્હારે ત્યાં આવી. એને તો બિચારીને શાંતિ અને એકાંત જોઇએ છીએ અને એને માટે એ પુરતી રકમ આપે છે. આજકાલ કરતાં સાત સાત વરસનાં વહાણાં વાયાં ! એટલે એમને તો ઠીક ગોઠી ગયું છે.'

' તમે એમ કહોછો કે સાત સાત વર્ષ દરમિઆન પેલા એક અણધાર્યા પ્રસંગ સિવાય એણે તમને પોતાનો ચહેરો બતાવ્યો નથી ? એ વાત ઘણીજ નવાઇ જેવી અને અજાયબીમાં ગરકાવ કરે એવી છે એટલે તમે એની બાબત તપાસ કરવા માગતાં હો તો નવાઇ નથી. '

' ના ભાઇ. ના ! મ્હારે તો એવી કૈંયે તપાસ કરવી નથી. મ્હને જયાં સુધી એ રીતસર પૈસા ને ભાડુ આપ્યે જાય છે ત્યાં સુધી મ્હારે તો કૈંયે કરવું નથી. એના જેવી ભલી બાઇ અને ખા-નદાન ભાડુત મ્હને બીજી મળશે કે કેમ એજ વિચાર કરવાની વાત છે. '

' તો પછી એવુ શું છે કે જેથી તમારે મ્હારો ખપ પડયો ?'

' અરે ભાઇ ! એતો એની તબીયતની વાત છે. એ હવે દહાડે દહાડે નખાતી ચાલે છે. એના મન પર કૈં ભયંકર બોજો હોય એમ લાગે છે. રાતના વખતે કોઇ કોઈ વાર બુમ મારી ઉઠે છે. ' ખૂન ! ખૂન ! ' ' ધાજો દોડો ' એમ એણે એક વખત તો બુમ મારી. બીજી વખતે ' જંગલી હેવાન ' ' એ હરામ ખોર ! ' એમ મ્હેં સાંભળ્યુ. એવી બુમો સાંભળીને હું તો હેબતાઇ ગઇ એટલે બીજે દિવસે સવારે મ્હેં એને વાત કરી અને શું હતું તે પૂછ્યું: ' પન્નાબાઇ ! તમને શું થાય છે ? રાતના ખૂન ખૂનની બુમો મારતાં મ્હેં તમને સાંભળ્યાં. તમારા મન પર કૈં આડી અવળી અસર થઇ હોય કે કૈં જોઇને બીધાં હો તો આપણે એનો ઉપાય કરીએ. મ્હારી ભત્રીજી એક વખત બીધી હતી તે રાતને વખતે બુમરાણ કરી મુકતી હતી તેનો અમે મયાશંકર મહારાજ પાસે ઉપાય કરાવ્યો તે બધું મટી ગયું. અને જો કોઇ માણુસ હેરાન કરતો હોય તો આપણે પોલિસને બોલાવીએ. અહીંનો ઇન્સપેકટર બહુ જ ભલો માણુસ છે. ' મ્હારી વાત સાંભળીને એણે તરતજ જવાબ આપ્યો : 'તમે સાંભળી એ બુમો બરાબર છે અને મ્હારા મન પર બોજો છે એ વાત પણ ખોટી નથી પણ એનો ઉપાય તમારા મયાશંકર મહારાજથી કે પોલિસથી પણ થાય એમ નથી પણ કોઇ પણ સારા માણસને મ્હારા મનની વાત કહું તો મ્હારો બોજો હલકો થશે. ' એની એ મ્રચ્છા જાણી એટલે મ્હારા મનમાં તમારા વિષે વિચાર આવ્યો અને મ્હેં એને કહ્યું: ' એમ હોય તો આપણે જયંતભાઇને બોલાવીએ એમનાં કામની ચોપડીઓ તો મ્હેં તમને આપી છે. ' એ સાંભળીને એ રાજી રાજી થઇને બોલી: ' ભલે ત્યારે ! એમને બોલાવો. એ આવશે તો ઘણું સારૂં. હું કેવી બોથક કે મ્હને આજ લગી એ વિચાર પણ ન આવ્યો ! તમે જરૂર એમનેજ બોલાવી લાવો. એ જો ન આવે તો એમને એમ કહેજો કે હું સરકસવાળા મેરૂભાની બૈરી છું. એટલુ કહેજો અને એકલબારાનું નામ દેજો એટલે એ

આવ્યા સિવાય નહિજ રહે.' મ્હને એ નામ યાદ રહે એવું ન હતુ એટલે એણે જ આ લખી આપ્યુ હતુ. 'આ ચીઠ્ઠીનું નામ કહેજો એટલે એ આવશે જ આવશે.' એમ પણ એણે ભાર દઇને કહ્યું હતું અને એને માટે હું તમને બોલાવા આવી છું.'

'એમની અટકાળ ખરી છે, સરસ્વતી બાઇ !' જયંતે જવાબ આપ્યોઃ 'એ નામ સાંભળીને હું ન આવતો હોત તો પણ આવત. મ્હારે મ્હારા સાથીદાર ડૉ. નટવર સાથે થોડું ઘણું કામ છે તે પતાવીને અમે બેઉ જણ ત્રણેક વાગ્યે તમારે ઘેરજ આવી જઈશું. સમજ્યાંને !'

'ભલે ભાઈ !' એમ કહીને સરસ્વતીબાઇ અલોપ થઇ ગયાં. એમની જવાની ઝડપ એટલી બધી હતી કે એ અલોપ થઇ ગયાં એ શબ્દોનો ઉપયોગ વાસ્તવિક છે.

એ ગયાં એટલે જયંત એના કામમાં શું થાયો. એને મ્હારી સાથે કામ હતુ એમ એણે સરસ્વતીબાઇને કહ્યું પણ ખરી રીતે તો એને એ કેસને લગતી તપાસ કરવાની હતી. એણે એક પછી અમારી જૂની ફાઇલો અને સંગ્રહો જોવા માંડયા. એક પછી એક એમ એની બેઉ બાજુએ કાગળો, ફાઇલો અને નોંધ પોથીઓના ઢગલા થયા ત્યાં સુધી એ તપાસ્યેજ ગયો. છેવટે એને કૈંક જડયું હોય એમ એના ચહેરા પરથી મ્હને લાગ્યું.

'એ વખતે એ કેસ મ્હને ચિંતાજનક થઇ પડયો હતો. નટવર ! અહીંઆં હાંસીયામાં મ્હેં નોંધ કરી છે તે એ બાબતના પુરાવા રૂપ છે. એમાંથી કૈંજ શુભ પરિણામ આવ્યુ ન હતું; અને એ છતાંયે મ્હારી માન્યતા હતી કે કોરોનરે ભૂલ કરી હતી. તને એકલબારાની હોનારત યાદ છે કે નહિ ?'

'જરા પણ નહિં.'

' અને નવાઈની વાત તો એ છે કે તું એ વખતે મ્હારી સાથે હતો. મ્હારી પોતાની જ છાપ એ બાબત ઘણીજ આછી હતી અને એમાં વિગતો તદ્દન નજીવી હતી કે જેના પર આધાર રાખીને તપાસ કરી ન શકાય; એ ઉપરાંત આપણને કોઇએ રોકયા પણ ન હતા. આ કાગળો વાંચી જઇશ તો બધી વાત તાજી થશે. '

' એના કરતાં મુખ્ય વિગતો તુંજ સમજાવને !'

' ભલે, એમ કરીએ. હું વાત કરીશ એટલે તને યાદ આવ્યા વિના નહિજ રહે. એ વખતના બાહોશ ખેલાડીઓ કૃષ્ણમૂર્તિ અને કાર્લેકરનો મેરૂભા ગુજરાતી પ્રતિસ્પર્ધિ હતો, અને લોકોનો ચાહ એણે સારો મેળવ્યો હતો. કમનસીબે એ દારૂની લતે ચઢયો અને એનો તથા એના સરકસનો અંત આવ્યો, એ લોકો, તે વખતે એકલ બારા આગળ રાત રહ્યા હતા. એ વડોદરા રાજ્યના પાદરા તાલુકામાં નાનુ સરખુ ગામડુ છે અને મહી નદીને કાંઠે આવેલુ છે. મહી નદીનાં કરાળ કોતરો ઉતરીને એનું સરકસ રાતવાસો એકલ બારે રહ્યું હતું. ત્યાંથી એ લોકોનો વિચાર રણુ જવાનો હતો. ત્યાં માતાનો મોટો મેળો ભરાય છે તે પ્રસગે સારી પ્રાપ્તિ થવાની એમની ધારણા હતી.

' એમનાં બીજાં જનાવરોમાં એક બહુજ ભયંકર જનાવર આફ્રિકાનો વિકરાળ સિંહ હતો. એનું નામ એમણે સહરાનો શહેન શાહ પાડયું હતું. એના પાંજરામાંજ ઉભા રહીને મેરૂભા અને એની સ્ત્રીનો ખેલ કરવાનો રિવાજ હતો. એનો એવી રીતે ખેલ કરતી વખતનો આ ફોટોગ્રાફ છે તે પરથી એનું શરીર કેટલુ કસાયલુ અને એ કેવો હિંમતબાજ છે તે જણાશે. એની સ્ત્રી પણ કેવી કદાવર છે એની ખાત્રી થશે. મરણાન્તર તપાસમાં એ વાત બહાર આવી હતી કે સિંહ ઘણોજ વિકરાળ અને ભયંકર હતો પણ ગાઢ સહવાસ અને સંબંધને લીધે એની એ લોકોને રજેય બીક કે દરકાર ન હતી.

'દરરોજ રાત્રે મેરૂભા અથવા એની સ્ત્રી જાતેજ એને ખાવાનું આપતાં હતાં. કોઇ વખત બેઉ જણુ જતાં તો કોઇ વખત ગમે તે એકુજણુ જતુ, પણ કોઇપણુ સંજોગોમાં ત્રીજા માણુસને ખાવાનું આપવા જવા દેતાં નહિ; કારણુ કે લોકોની એવી માન્યતા હતી કે જનાવર પોતાને ખાવાનું આપનાર તરફ હમેશાં મમતા રાખે છે એટલે એ વિકરાળ જનાવર પણુ એવી રીતે એમનાજ પ્રત્યે મમતા રાખે, એમનેજ પોતાનાં શુભેચ્છક ગણે અને કોઇપણુ સંજોગોમાં સામુ ન થાય. સાત વરસ ઉપર આપણે જે રાતની વાત કરીએ છીએ તે રાત્રે, એ બેઉ જણુ ખાવાનું આપવા ગયાં અને એક ભયંકર બનાવ બનવા પામ્યો કે જેની સંપૂર્ણ વિગતો હજી સુધી પણુ મળી નથી.

'એમ જણુાય છે કે મધરાતને વખતે બધા માણુસો એ જનાવરના ઘુઘવાટથી અને બાઇની બુમોથી જાગી ઉઠયા, અને પોતપોતાના તંબુમાંથી જે હાથમાં આવ્યું તે, ફાનસો લાકડીઓ અને હથીઆરો લઇને દોડયા. એ સિંહના પાંજરા આગળ આવ્યા ત્યારે એમની નજરે એક ભયંકર દેખાવ જણુાયો. મેરૂભા સિંહના પાંજરાથી પાંચ સાત હાથ દૂર ઉંધે માથે લોહીના ખાબોચીયામાં તરબોળ થઇને પડયો હતો અને એના તાલકામાં સિંહના પંજા લાગેલા હતા. પાંજરૂ ખુલ્લું હતું, એની નજીકજ મેરૂભાની સ્ત્રી છત્તી પાટ પડી હતી અને એના ઉપર ઘુરકિયાં કરતો સિંહ ઉભો હતો. એણે બાઇનો ચહેરો તોડી ફોડીને એવો લોહીલુહાણુ કરી મૂકયો હતો કે એ ભાગ્યે જ જીવશે એવો કોઇને પણુ વિચાર આવે. સરકસના કેટલાય માણુસોની મદદથી મુખ્યત્વે રણુધીર અને વિદુષક ભીમરાવે મળીને ગોખરૂવડે સિંહને પાંજરામાં ધકેલ્યો અને એનું બારણું બંધ કર્યું. સિંહ શી રીતે છૂટો થયો એ ખરેખર ! એક ભેદજ હતો. એમ કહેવામાં આવ્યું હતું કે જે વખતે એ બેઉ જણે અંદર જવા માટે બારણું ઉઘાડયું તે વખતે સિંહ એમના પર કૂદો અને છૂટો થયો. પોતાની મૂર્છિત

અવસ્થામાં મેરૂભાની સ્ત્રીએ ' બાયલો ! ડરકૂ ! બાયલો !' એમ બુમો પાડેલી તે સિવાય બીજી કંઇ જાણવા જોગ જુબાની પડી ન હતી. છ મહિના સુધી જુબાની આપી શકાય એવી સ્થિતિમાં એ બાઇ આવી ન હતી એટલે એ દરમિઆન મરણાન્તર તપાસ થઈ ગઇ હતી અને અકસ્માતને લીધે આ બનાવ બનવા પામ્યો હતો એવો પંચે અભિપ્રાય આપ્યો હતો.'

' એ સિવાય બીજો શો અભિપ્રાય આપી શકાય ?' મ્હેં પૂછ્યું

' વખતે એ તને નહિ સમજાયું હોય, પણ એકાદ બે મુદ્દા એવા હતા કે જેને લીધે ગાયકવાડી છૂપી પોલીસવાળા જયવદનલાલે મ્હારી સલાહ લીધી હતી. એ ઘણો ચાલાક જુવાન હતો. હાલ તો એ અલ્હાબાદ ખાતે છે. હવે તને સમજાયું હશે કે એ કેસ સાથે આપણે શી રીતે સંબંધમાં આવ્યા હતા.'

' એ પાતળો સરખો, ઉંચો અને ભુંખરા વાળ વાળો તો નહિ ?'

' એજ.' મ્હારી ખાત્રી હતી કે તારી યાદદાસ્ત તાજી થયા સિવાય નહિજ રહે.'

' પણ એ વાતે ક્યા મુદ્દા હતા ?'

'એ પણ સમજાવું. એ મુદ્દાઓ એને તેમજ મ્હને ઉપયોગી લાગ્યા હતા. બધી વાતનો મેળ એને લીધે તૂટતો હતો. એ બનાવ પર સિંહના દૃષ્ટિબિંદુથી જોઇએ. એ છૂટો થયો છે. એ પછી શું કરે છે ? પાંચ છ ડગલાં ભરે છે એટલે એ મેરૂભાની નજીક આવે છે. મેરૂભા પાછો ફરીને દોડે છે. એના માથાની પાછળની બાજુએ સિંહનો પંજો પડયો છે એટલે એ વાત સમજાય એવી છે એ દોડે ત્યાં તો સિંહ એને પકડીને પંજો મારી નીચે નાખી દે છે: ત્યાર પછી આગળ વધવાને અને નાસી જવાને બદલે એ પેલી સ્ત્રી પાસે જાય છે. એ તો પાંજરાની નજીકજ હતી તોપણ, અને એને પાડી

નાખીને એને મોઢે બચકાં ભરે છે! એ આગળ વધવાને બદલે પાંજરાભણી પાછો ગયો એ મુદ્દો ન સમજાય એવો છે. એ એક વાત અને બીજી વાત બાઇની બુમોની. એ એમ બતાવતી હતી કે એનો ધણી એને મદદકર્તા થવાને બદલે છોડી ગયો હતો. એ ભલા માણસે એને બચાવવવાને કે મદદ કરવાને માટે શું કર્યું હોત? હવે તને સમજાય છે?'

'ઘણી સારી રીતે.'

'અને વળી બીજીપણ એક વિગત હતી. એ સંબંધી આપણે વાત કરીએ છીએ ત્યારે એ મ્હને યાદ આવે છે. જે વખતે સિંહનો ધુરકાટ અને બાઇની કીકીયારીઓ સંભળાઇ તેજ વખતે એક માણસની રાડ ફાટી ગઇ હોય તેવી બુમો સંભળાવા બાબતનો પણ પુરાવો પડયો હતો.'

'તો પછી એ મેરૂભાજ હોવો જોઇએ અને એણેજ બુમરાણ કરી મુક્યું હશે.'

'પણ જો એની ખોપરી તોડી નાખવામાં આવી હોય તો એ બોલે કે ઉઠે અથવા બુમ મારે એ ભાગ્યેજ બની શકે. ઓછામાં ઓછા બે સાક્ષીએ પુરાવો આપ્યો હતો કે સ્ત્રીની બુમો સાથે પુરૂષની કિકિયારીઓ પણ સંભળાઇ હતી અને બેઉ એક બીજા સાથે મળી જતી હતી.'

'પણ એટલામાં તો બધાંય માણસો જાગી ગયાં હતાં અને બુમરાણ કરી મૂક્યું હતું એટલે વખતે કોઇને એવી શંકા થઇ હોય! તારા બીજા મુદ્દા વિષે હું એક ખુલાસો સૂચવું?'

'ઘણી ખુશીથી, આપએ એ પણ જોઇશું.'

'જ્યારે સિંહ છૂટો થયો ત્યારે બેઉ જણ પાંજરાથી પાંચ છ હાથ દૂર ઉભાં હતાં. પુરૂષ પાછો ફર્યો અને સિંહે એનાપર હુમલો કર્યો. બાઇને પાંજરામાં પેસી જઇને પોતાનો જીવ બચાવવાનો

વિચાર આવ્યો. એ પાંજરા તરફ દોડી અને જેવી અંદર જવા ગઇ તેવોજ સિંહ એનાપર કુદ્યો અને એને ગબડાવી પાડી. એ એના ધણીપર ગુસ્સે થઇ હતી કારણકે એણે પુંઠ ફેરવીને સિંહનો રોષ વધાર્યો હતો એ બેઉ જણાએ સાથે મળીને પ્રયત્ન કર્યો હોત તો સિંહ ઠેકાણે આવ્યો હોત પણ એણે એમ ન કર્યું તેથી બાઈએ 'બાયલો' કરીને બુમ મારી.'

'બહુજ સુંદર! નટવર! તારા સુંદર હીરામાં એકજ એબ છે.'

'શી જાતની?'

'એ બેઉ જણ પાંચ છ ડગલાં દૂર હતાં તો પછી પાંજરાનું બારણું ઉઘડયું શી રીતે અને સિંહ છૂટો થયો શી રીતે?'

'એ કામ એમના કોઇ દુશ્મને કર્યું હોય એ સંભવિત નથી?'

'તો પછી સિંહ એમનાપર હલ્લો શા માટે કરે અને આવી રીતે શા સારૂ વર્તે? એ તો એમની સાથે એના પોતાના પાંજરામાંજ રમત કરવા ટેવાયલો હતો અને એને ઘણીયે વખત એમને પોતાના પાંજરામાંજ જોવા મળવાના પ્રસંગ મળતા હતા.'

'તો પછી એજ દુશ્મને એને ગુસ્સે કરવાનું કામ કર્યું હશે અને એને લીધે આ બનાવ બન્યો હશે.'

જયંતે એ બાબત થોડીવાર શાંતિપુર્વક વિચાર કર્યો.

'જોને નટવર! તારા ખુલાસા બાબત એટલુ તો કબુલ કરવું જોઇએ કે મેરૂભાને ઘણા દુશ્મનો હતા એટલે એ બનવા જોગ છે. જયવદને કહ્યું હતું કે મેરૂભા ઘણોજ કરડો માણુસ હતો. એ એના હાથ નીચેના માણસો સાથે ઘણીજ ઉદ્ધતાઇથી વર્તતો અને એમને વખત આવ્યે મેથીપાક પણ જમાડતો. એટલે એ સંબંધે આપણે વિચાર કરવા કરતાં એ બાઇનેજ શું કહેવાનું છે તે સાંભળીએ કે જેથી આપણને આગળ વિચાર કરવાનું ફાવે. ચાલ જોઇએ, હવે આ સુલોચના લઇ આવ્યાં છે તે ચહા અને નાસ્તાને ન્યાય આપીએ.'

સરસ્વતીબાઇને જણાવેલા વખતે અમે એમને ઘેર પહોંચ્યા. એ જરા ચિંતાતુર જણાતાં હતાં. એમની મુખ્ય ચિંતા એ હતી કે ન કરે નારાયણ ને કૈં આડુઅવળુ થાય તો આવુ સારૂ ઘરાક એમના હાથમાંથી જતુ રહે. અમને પન્નાબાઇ પાસે લઇ જતા પહેલાં પણ એ વાત એમણે અમને સમજાવી અને એવું કૈં પગલું ન ભરવાની સલાહ આપવા વિનંતી કરી. અમે એમને એવું કૈં ન કરવાની અથવા ન કરાવવાની સલાહ આપવાની ખાત્રી આપી અને એમની પાછળ ચાલ્યા. એ અમને એમના આ ભેદી ભાડુત પાસે લઇ ગયાં.

એ ઓરડોજ અંધારઘેરો હતો. એમાં રહેનાર ભાગ્યેજ બહાર જતુ એટલે કે પછી એના પોતાના સ્વભાવ મુજબજ એ મોટે ભાગે બંધીઆરજ રાખ્યો હતો. જનાવરોને પાંજરામાં રાખવાના સ્વભાવનું કુદરતે વિચિત્ર પરિવર્તન કરીને એનેજ એવા પાંજરામાં રાખી ન હોય! એમ મ્હને તો લાગ્યું. એ એક અંધારા ખુણામાં ભાગેલી આરામ ખુરસીપર બેઠી હતી. વરસોના વહેવા સાથે એના શરીર પર કરચલીઓ પડતી હતી પણ એક વખતે એ કસાયલુ અને સૌંદર્ય સંપન્ન હશે એમ દેખાઇ આવતું હતું. એનું મોઢુ અને ચહેરો કાળા-સાળુના ઘેરા ઘુંઘટમાં છૂપાયલાં હતાં, માત્ર એનો નીચલો હોઠ અને હડપચી દેખાતાં હતાં. અને જે ભાગ દેખાતો હતો તે એના સૌંદર્યની સાક્ષી પૂરતો હતો. મ્હને એ ઘણી નવાઇ ભરી સ્ત્રી લાગી. એનો અવાજ પણ મધુર હતો.

'મ્હારૂં નામ આપને જાણીતુ ન હોય એ બનવા જોગ નથી. જયંત ભાઇ!' એણે કહ્યું, 'એટલે મ્હેં એમ ધાર્યું હતું કે એ જાણીને આપ આવ્યા વિના નહિ રહો.'

'તમારી ધારણા ખોટી ન હતી, બાકી મ્હને નવાઇ તો એ વાતની લાગે છે કે તમારા કેસમાં હું રસ લઉં છું એ વાતની તમને શી રીતે ખબર પડી?'

'એ વાતની જ્યારે હું સાજી થઇ અને ભાઇ જયવદનલાલે મ્હારી જુબાની લીધી ત્યારે મ્હને ખબર પડી. ખરૂં પૂછાવો તો હું એની પાસે જુઠું બોલી, સાચી વાત કહી દીધી હોત તો સારૂ થાત એમ મ્હને લાગે છે.'

'સાચ્ચુ કહેવું અને સાચ્ચુ બોલવું એ સદાને માટે સર્વોત્તમ છે; પણ તમે એની પાસે ખોટું શા સારૂ બોલ્યાં?'

'કારણકે મ્હારી જુબાની પર બીજા માણસના ભવિષ્યનો આધાર હતો. હું જાણું છું કે એ તદ્દન નાલાયક માણસ હતો છતાં પણ એના સર્વનાશનું કારણ થવાને મ્હારૂં મન માનતું ન હતું. અમે એક વખત એટલાં બધાં અતલગનાં અને અંગત— '

' પણ હવે એ સંબંધમાં ફેર પડયો છે ? '

' હાસ્તો. જેની હું વાતે કરૂ છું તે હવે આ દુનીયામાં નથી. '

' તો પછી તમે જે જાણો છો તે પોલિસનેજ શા માટે જણાવતાં નથી ? '

' કારણ કે એમ કરતા પહેલાં બીજી એક વ્યક્તિ સંબંધે વિચાર કરવાનો છે, અને તે વ્યક્તિ હું પોતે જ છું. પોલિસની તપાસમાં જે પ્રસિદ્ધિ અને નાલેશી થાય તે સહન કરવાની મ્હારી શક્તિ નથી. મ્હારે હવે કાઢયાં તેટલાં કાઢવાં નથી પણ મ્હારૂ મરણ સુધરે અને હું શાંતિથી જઉં એવી મ્હારી ઇચ્છા છે. એ છતાં મ્હારા મનમાં એમ હતું, કે મ્હારે મ્હારી ખરેખરી વાત એવા એક ન્યાય બુદ્ધિના માણસને કરી જવી કે જેથી મ્હારા મરણ બાદ બધો સ્ફોટ થાય અને ખરી વાત બ્હાર આવે. '

' એ હિસાબે તો તમે મ્હને વખાણતાં લાગો છો ! છતાં મ્હારે કહી દેવુ જોઇએ કે મ્હારે પણ ધંધાને અંગે કેટલીક જોખમદારી છે. તે મ્હારે અદા કરવી જોઇએ એટલે તમે કહેશો તે સઘળુ સાંભળી લીધા પછી વખત આવ્યે અથવા મ્હને એમ લાગે

કે એવી રીતે વર્તવાની મ્હારી ફરજ છે તો એ સઘળી વાત હું પોલિસને નહિ કહું એવું હું આપને વચન નથી આપતો. '

' અને હું પણ એવું વચન માગતી નથી ભાઇ ! મ્હને આપની રીતભાત અને કામની સારી રીતે ખબર છે, વરસો સુધી મ્હેં એ પર ધ્યાન આપ્યુ છે અને હું આપની પ્રશંશક બની રહી છું. મ્હારા નસીબે વાંચનનો જ આનંદ મ્હારા માટે રહેવા દેવાની કૃપા કરી છે અને તે હું લુટું છું. ડૉ. નટવરે લખેલાં આપનાં પરાક્રમો અને સાહસો મ્હેં સાદ્યંત વાંચ્યાં છે. મ્હારી હકીકત સાંભળ્યા પછી આપને જે પગલાં લેવાં હોય તેમાં હું આડે નહિ આવુ અને એમ કરવાથી જે કૈં સહન કરવુ પડે તે વેઠી લેવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. કોઇ પણ રીતે એ હકીકત આપને જણાવવાથી મ્હારા મનની શાંતિ થશે. '

' તો હું અને મ્હારો મિત્ર, અમે બેઉ જણુ એ ઘણીજ ખુશીથી સાંભળીશું. '

એ બાઇ ઉઠી અને એક ખાનામાંથી બે એક ફોટોગ્રાફ લઇ આવી ને એક અમને આપ્યો. એ એક પુરૂષનો ફોટોગ્રાફ હતો. એ ખરેખર એક મલ્લ હતો. એનો બાંધો કસાયલો, છાતી ભરાવદાર, અને ચહેરો સુંદર હતો.

' એ રણધીરનો ફોટો છે. ' એણે કહ્યું.

' રણધીર ! એણે જુબાની આપી હતી, ખરૂંને ? '

' હાજી. અને આ મ્હારા ધણીનો. '

એમ કહીને એણે બીજો ફોટો અમને આપ્યો. એ ઘણોજ તુંડ મીજાજી અને સ્વભાવે તેમજ દેખાવે ભુંડ અથવા સુવર જેવો લાગતો હતો. એને જોઇને ગમે તેની ખાત્રી થઇ જાય કે એનો કેવો હલકટ સ્વભાવ હશે તેમજ એના મોઢામાં હરદમ ગાળોનો વરસાદ કેવી રીતે વરસતો હશે ! એ એક પહેલા નંબરના હેવાન જેવો અને ઝનુની સ્વભાવનો માણસ હતો. એમ કહીએ તો ખોટું નથી.

'આ બન્ને ફોટા આપને મ્હારી વાતનો વિચાર કરવામાં ઘણા મદદ કર્તા થઇ પડશે. હું મૂળે તો સરકસમાં કામ કરનાર ગરીબ છોકરી હતી. હું જ્યારે મોટી થઇ ત્યારે આ માણસની સાથે મ્હારો સંબંધ જોડાયો. એ મ્હને ચ્હાતો હતો. એના પ્રેમને જો પ્રેમ કહી શકાય તો એ મ્હારા પ્રત્યે પ્રેમ દાખવતો હતો. એને પરણી તેજ દિવસથી હું તો નરકાગારમાં પડી ચૂકી. એવો એક પણ માણસ સારાયે સરકસમાં ન હતો કે જે એનો સ્વભાવ ન જાણતો હોય ! સૌ કોઇ મ્હારી દયા ખાતું હતું. બીજીઓને લીધે એ મ્હને છોડી ને નાસી ગયો. વળી પાછો આવ્યો અને મ્હને હેરાન હેરાન કરી મૂકી. મ્હેં જો જરા પણ ચું કે ચાં કરી તો એ મ્હને થાંભલે બાંધીને ઘોડાના હંટર વતી ફટકારી કાઢતો, અને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવતો. સૌ કોઇ મ્હારી હદપાર દયા ખાતું અને એને ધિક્કારતું પણ કોઇની કૈં પણ કરવાની હિંમત ચાલતી નહિ. બધાય એનાથી ડરતા હતા. એ સદાયે ભયંકર હતો અને જ્યારે સેતાનના સાથી દારૂના પ્યાલાની સોબત કરતો ત્યારે તો ઝનુની અને ખૂની થઇ જતો. કૈં કેટલીયે વખત મારામારી અને જનાવરો પ્રત્યેના ઘાતકી વર્તન માટે એને ફસામણું આવેલી પણ દરેક વખત એ પૈસા આપીને છૂટી ગયેલો. એની પાસે પૈસો પુરતો હતો એટલે એ ફાવતો હતો. સ્હેજ સાજ દંડ થાય તેની એને દરકાર ન હતી. અમારા સારા સારા માણસો ધીમે ધીમે અમને છોડીને જતા રહ્યા. માત્ર ત્રણચાર ગણ્યા ગાંઠયા ચાલાક માણસો મ્હારા પ્રયત્નોથી રહ્યા હતા અને એમાં આ રણધીર અને ભીમરાવ વિદુષક એ ધ્યાન દેવા જોગ માણસો હતા. ભીમરાવ બિચારો પોતાથી બનતા હરેક પ્રયત્ને પ્રેક્ષકોને ખુશ રાખતો.

'હવે રણધીરની વાત કરૂં. એ મ્હારા જીવનમાં આગળ પડતો ભાગ ભજવવા લાગ્યો. એ કેવો હતો તે તો આપ જોઇ શકો છો. એના એ ભવ્યદેહમાં પુરાયલા ગભરૂ જીવને હવે તો હું સારી રીતે જાણી ગઇ છું. પણ મ્હારા ધણીની સાથે સરખાવતાં તો એ દેવ

જેવો હતો. એ મ્હારી દયા ખાતો અને મ્હને મદદ કરતો હતો. ધીરે ધીરે એની એ દયા અને મદદે જુદું જ રૂપ લીધું. એમાંથી અમારા બે વચ્ચે પ્રેમનો ઉદ્ભવ થયો. અને એ પ્રેમ પણ એવો અદ્ભૂત, દિવ્ય અને ગાઢ કે જેનો મ્હને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. મ્હારા ધણીને એ બાબત શંકા આવી પણ એ જેવો બહારથી દેખાય છે તેવો અંદરખાનેથી હિંમતવાળો નહિ પણ બાયલો-બિકણ બિલાડો હતો. એ રણધીરથી બ્હીતો હતો. એનો બદલો એણે એની પોતાની રીતે મ્હને હદપારની હેરાન કરીને લીધો. એક રાત્રે મ્હારી બુમો સાંભળીને રણધીર અમારા તંબુમાં દોડી આવ્યો. એ વખતે જ એકાએક ધડાકો થઇ જાત અને કૈંક ગંભીર બનાવ બન્યો હોત પણ સદ્ભાગ્યે હું અને રણધીર બન્ને સમજી ગયાં કે એમ કરવાનો એ વખત ન હતો; પછી અમે બેઉ જણે આ રીતના ત્રાસનો અંત આણુવાનો નિશ્ચય કર્યો. મેરૂભા જીવવા લાયક ન હતો. અમે એનો ઘડો લાડવો કરવાનું નક્કી કર્યું.

'રણધીરનું ભેજું ફળદ્રુપ હતું. શું કરવું અને કયો રસ્તો લેવો એ એણેજ નક્કી કર્યું. હું તો એ કહે તે કરવા તૈયાર હતી. મ્હને તો સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે એને આવો અસરકારક અને કાર્યસાધક વિચાર આવ્યો હશે. રણધીરેજ એક લાઠી તૈયાર કરી અને એની મુઠપર સિંહના નખના જેવા બરાબર ધ્યાન દઇને પાંચ ખીલા જડયા. એનાથી જ મ્હારા ધણીને મરણતોલ ફટકો લગાવવાનો હતો, અને એમ કર્યા છતાં અમે એમ પુરવાર કરવાના હતાં કે એનું મરણ સિંહે પંજો માર્યાથી નિપજયું હતું. એમ કરતી વખતે અથવા કર્યા પછી અમારે સિંહને છૂટો મુકવાનો હતો. એ કામ કયારે કરવું તે પણ અમે નક્કી કર્યું.

'એક કાળી અંધારી રાતે અમારા રિવાજ મુજબ હું અને મ્હારો ધણી સિંહને ખવરાવવાને ગયાં. અમે અમારી સાથે એનો

ખોરાક લઈ જતાં હતાં. સિંહને પાંજરે જતાં ભારખાનાનો મોટો તંબુ અમારે વટાવવો પડે એમ હતો. તેને બહારને ખૂણે રણધીર લપાઇને ઉભો હતો અને અમારા જવાની રાહ જોતો હતો. એ કોણ જાણે કેમ પણ ગભરાઈ ગયો હતો એટલે અમે એની પાસે થઇને ગયાં પણ એણે ફટકો લગાવ્યો નહિ. એ ધીરેથી પગના ચાપાપર અમારી પાછળ આવ્યો અને થોડાં ડગલાં ચાલીને ફટકો લગાવ્યો. એ લાગતાં વેંતજ મ્હારા ધણીની ખોપરી ફાટી ગઇ અને એ નીચે તૂટી પડયો. મ્હારૂં હૃદય આનંદથી થનગની રહ્યું. હું કુદકો મારીને આગળ ગઈ અને સિંહના પાંજરાનું બારણું ઉઘાડયું.

'અને એકાએક એ અણધાર્યો બનાવ બન્યો. આપને ખબર હશે કે આ ઝનુની પ્રાણીઓની ઘ્રાણેંદ્રિય કેટલી તીવ્ર હોય છે તથા એમને માનવ લોહીની વાસ કેટલી જલદી આવે છે અને એમને ઉત્તેજીત કરી મગજભ્રમિત કરી મૂકે છે. એજ અદ્‌ભુત શક્તિથી એને ખબર પડી ગઇ કે કોઈ માનવ પ્રાણી મરાયું છે. જેવું મ્હેં એનું બારણું ઉઘાડયું તેવોજ એ કુદ્યો અને મ્હારા પર હુમલો કર્યો. રણધીર મ્હને બચાવી ન શકયો. એ જો હિંમત રાખીને મદદે આવ્યો હોત અને પેલી લાઠીથી એના પર હુમલો કર્યો હોત તો એ જરૂર ઠેકાણે આવત; પણ એ ગભરાઈ ગયો. મ્હેં એને ભયથી બુમ મારતાં સાંભળ્યો પણ પછી એને પાછો ફરીને નાસતાં જોયો. એજ ક્ષણે મ્હારા મોઢાપર સિંહના દાંત બેસતા લાગ્યા. એનો ગરમાગરમ શ્વાસોશ્વાસ અને ગંધાતું મ્હોં મ્હને મૂર્છિત કરવાને પુરતાં હતાં. બેઉ હાથોવડે એનું મ્હોં ખસેડવા મ્હેં પુરતો પ્રયત્ન કર્યો અને બુમરાણ કરી મૂકયું. મ્હને એમ લાગ્યું કે બધાં માણસો જાગી ઉઠયાં હતાં અને રણધીર, ભીમરાવ તથા બીજાઓ મદદે દોડી આવ્યા હતા અને મ્હને એ ભયંકર પ્રાણીના પંજામાંથી ખસેડવા પ્રયત્ન કરતા હતા. એ પછી શું થયું તે મ્હને યાદ નથી જયંતભાઈ! કારણ કે તરતજ હું મૂર્છા પામી અને પછી તો મહિના સુધી અસ્વસ્થ રહી.

જ્યારે હું સાજી થઇ અને મ્હારૂં મ્હોં મ્હેં આયનામાં જોયું ત્યારે એ જોઇને મ્હેં સિંહને હજારો હજાર શ્રાપ આપ્યા. એણે મ્હારૂં સૌંદર્ય અને મ્હારૂં જીવન બન્ને હરી લીધાં હતાં. મ્હારી પાસે પુરતા પૈસા હતા એટલે છેવટે હું એકજ નિર્ણય પર આવી કે મ્હને કોઇ ઓળખતું કે પીછાણતું ન હોય ત્યાં એકાંતસ્થાનમાં મ્હારૂં મ્હોં કોઇ ન જુએ એવી રીતે રહેવું, અને એ મુજબ હું આજ સુધી રહી છું; એજ રીતે મ્હારો અંત આવશે.'

એ કમનસીબ કહાણી સાંભળીને થોડીવાર સુધી અમે મુંગા મુંગા બેસી રહ્યા. છેવટે જયંત બોલ્યોઃ

'ખરેખર! નસીબે તમને યારી આપી નથી! આટલું દુઃખ વેઠયા પછી તમને કૈં બદલો ન મળે તો દુનિયા પર તિરસ્કાર જ આવે! રણધીરનું શું થયું?'

'મ્હેં એને ત્યાર બાદ જોયો જ નથી તેમજ એનું શું થયું તે પણ સાંભળ્યું નથી, વખતે એના માટે એ રીતે બોલવામાં મ્હારી ભૂલ પણ થતી હશે કારણકે એવો બચાવ કરવામાં આવે કે મ્હારા જેવી બેડોળ અને બદસુરત સ્ત્રીને સાથે રાખીને એ શું કરે? પણ સ્ત્રીનો પ્રેમ એમ એકાએક ફરી જતો નથી. એણે મ્હને સિંહના પંજામાં છોડી હતી, મ્હને જરૂરને વખતે ત્યજી દીધી હતી છતાં હું એને હેરાન કરવા અથવા ફાંસીને લાકડે લટકાવવા તૈયાર ન હતી. મ્હારૂં શું થશે તેની તો મ્હને દરકારજ ન હતી. મ્હારૂં જીવનજ એવું દુઃખમય છે કે મૃત્યુ મ્હને સુખકર થયા સિવાય નજ રહે. હું તો માત્ર રણધીરના બચાવ પુરતી જ રાહ જોતી હતી.'

'અને હવે તો એ મરણ પામ્યો છે ને?'

'એ ગયે મહિને જ જુહુ ખાતે દરિઆમાં ન્હાતાં ડૂબી ગયો. એના મરણના સમાચાર મ્હેં છાપામાં વાંચ્યા.'

'એણે પેલી સિંહના પંજાવાળી લાઠીનું શું કર્યું? ખરી રીતે એજ તમારી આખી કહાણીનો નવાઇ જેવો ભાગ છે.'

'એની મ્હને ખબર નથી પણ અમે ઉતર્યા હતા. તેની નજીક મોટી ખાઇ હતી. મહી નદીનાં કરાળ કોતરો એકલબારા આગળ ઘણાંજ ભયંકર છે અને એની આજુબાજુ અને અંદર ગીચોગીચ થોરી ઉગેલી છે. વખતે એની અંદર એ નાખી દીધી હશે.'

'ભલે ભલે ! એનું જે થયું હોય તે ખરૂં. હવે એનો કૈં ઉપયોગ નથી. આ કેસ પુરો થાય છે.'

'હાસ્તો. એમ થાય એજ ઠીક છે.' એણે કહ્યું.

અમે જવા ઊઠયા પણ એના અવાજના ફેરફાર પર જયંતનું ધ્યાન ખેંચાયું. એ એકદમ એના તરફ ફર્યો અને બોલ્યોઃ

'તમારૂં જીવન તમારૂં પોતાનું નથી. એના પરથી હાથ ઉઠાવી લો.'

'એનો બીજાને શો ઉપયોગ છે ?'

'એ તમે શી રીતે કહી શકો ? અધીર જગતને ધીરજથી સહન કરવાનો તમારો દાખલો અત્યંત ઉપયોગી છે.'

અને એનો જવાબ ઘણોજ ભયંકર હતો. એણે પોતાનો ઘુંઘટ ઉઘાડયો, અને પ્રકાશમાં આવી.

'તમે સહન કરી શકશો એમ હું નથી ધારતી.' એ બોલી.

દેખાવ ઘણોજ ભયંકર હતો. એ ચહેરોજ ન હતો એટલે એનું વર્ણન કરવું મુશ્કેલ છે. એ દેખાવની ભયંકરતામાં અંગારા જેવી બેડોળ આંખો વધારો કરતી હતી ! જયંતે દયાથી અને જરાક સુગાઇને પોતાનો હાથ ઉંચો કર્યો અને અમે ત્યાંથી રજા લીધી.

*

બે દિવસ પછી જ્યારે હું જયંતને મળવા ગયો ત્યારે એણે મ્હને એક ન્હાની ભુરા રંગની શીશી બતાવી. મ્હેં એ લીધી, એના પર 'ઝેર' ની લાલ પટ્ટી હતી. મ્હેં એ ઉઘાડી અને સુંઘી જોઇ.

'પ્રુસીક એસીડ ?' મ્હેં પૂછ્યું.

'એજ. એ મ્હને ટપાલમાં મળી.' જયંતે જવાબ આપ્યો. 'એની સાથે એક ચીઠ્ઠી હતી અને એમાં એટલુંજ લખ્યું હતું: 'મ્હારા પ્રભોલનની ચીજ આપને મોકલી આપું છું. આપની સલાહ મુજબ હું વર્તીશ.' હું ધારૂં છું કે નટવર ! એ કોણે મોકલી તે તો તું સમજી ગયો હઇશ. આપણે એ બહાદુર સ્ત્રીને અભિનંદન આપવાં જોઇએ.'

*

# રેતીમાં પગલાં

રામંપુરનો રમણિય દરિયાકિનારો હવા ખાવાના સ્થાન તરિકે સારા યે ગુજરાતમાં પ્રખ્યાત છે. ઉનાળાના દિવસોમાં લોકોનાં ટોળેટોળાં ત્યાં હવા ખાવા આવતાં અને ગામની વસ્તી બમણી ત્રમણી થઇ જતી. ઉનાળો ગયો કે વસ્તીમાં ઓટ આવતો. એક પછી એક લોકો ચાલ્યા જતા અને એ નાનું સરખું સુખવાસી ગામડું એની અસલ સ્થિતિમાંજ આવી જતું. એની આ પ્રખ્યાતિથી એનાં મકાનોમાં સારો જેવો ઉમેરો થતો જતો હતો હતો. કેટલાક મનમોહક બંગલાઓ, વાડી બગિચાઓ એની શોભામાં વૃદ્ધિ કરતા હતા અને ઉપયોગિતામાં ઉમેરો કરતા હતા.

મ્હારા સદ્દર અસીલ સર ધનમોહનદાસે એક સુંદર બંગલો

અહીં બંધાવ્યો હતો. એમનો દિકરો મહેન્દ્રપ્રસાદ માંદો હોવાથી મ્હારે અહીં આવવું પડયું હતું. મ્હારા આવ્યા પછી મહેન્દ્રપ્રસાદની તબીયત સુધરી ગઇ હતી એટલે ખરી રીતે મ્હારે કામ જેવું કંઇ જ ન હતું, છતાં સરસાહેબના આગ્રહને માન આપીને મ્હારે રહ્યા સિવાય સિવાય છૂટકો ન હતો.

મ્હને એમણે એક સુંદર કોટેજ આપ્યું હતું અને એકંદર રીતે મ્હને ઠીક ગોઠી ગયું હતું એમ કહું તો ચાલે. એવામાં મ્હારા સ્નેહી ચિત્રગુપ્તનો મ્હને પત્ર મળ્યો કે તે બે ચાર દિવસ માટે અહીં આવવા માગે છે. એ મળતાંજ મ્હારા આનંદનો પાર ન રહ્યો. અમે બન્ને જૂના મિત્રો હતા અને બેઉના કામ ધંધા જૂદા જૂદા હોવાને લીધે આ રીતે મળવાનો લાભ કોઇ કોઇ વાર મળતો. મ્હેં જવાબ આપ્યો અને એ તરતજ રામપુર આવી લાગ્યો.

એ આવ્યો તે દિવસે સાંજે અમે દરિયાકિનારે ફરવા ગયા. આ દિવસોમાં એ સ્થાન શાન્ત, એકાન્ત અને નિર્જન હોય છે. છતાં અમારા જેવા કોઇક એની મુલાકાત લેનાર મળી આવે છે.

'હવે તારા દરદીને કેમ છે ?' ચિત્રગુપ્તે પૂછ્યું.

'મંદવાડ બિલકુલે ય નથી. માત્ર નબળાઇ છે, અને તે ધીરે ધીરે મટી જશે.' મ્હેં જવાબ આપ્યો.

'તો તો પછી તને મઝા પડતી લાગે છે.'

'હાસ્તો.'

એવામાં અમે કિનારા નજીક આવી લાગ્યા. દરિઆનાં પાણીથી ઘણે લાંબે સુધીના વિસ્તારમાં રેતીનું વિશાળ મેદાન હતું અને એક બાજુ ટેકરાઓ શરૂ થઇને જરાક ઉંચાઇ પર ગામ આવ્યું હતું. બે ટેકરાઓની વચ્ચે ગાડાવાટ હતી અને એ રસ્તે મુખ્યત્વે લોકોનો અવરજવર હતો.

ટેકરાઓ વટાવી, અમે આડા માર્ગે દરિયા તરફ જવા લાગ્યા. થોડીવારે અમે પાણી લગોલગ પહોંચ્યા.

'કેટલી વિશાળ જગ્યા છે !' ચિત્રગુપ્તે કહ્યું. 'ચારે તરફ નિરવ શાંતિ પથરાઇ રહી છે અને કુદરત પોતાનું ભવ્ય સંગીત રેલી રહી છે. લાંબા વખત સુધી આ રેતી એમની એમ કોઇના પગતળે દબાયા સિવાય પડી રહી છે અને એ બતાવી આપે છે કે અહીં આવનારની સંખ્યા આ દિવસોમાં આંગળીના વેઢાપર ગણાય એટલી પણ નથી. દાખલા તરીકે છેલ્લા દસ દિવસોમાં આપણા સિવાય માત્ર બેજ જણા આ ઠેકાણે વટાયા છે.'

'છેલ્લા આઠ દસ દિવસોમાં' એમ તું શા પરથી કહે છે ?' મ્હેં પૂછ્યું.

'કારણ કે એ પુરવાર કરવા માટે રેતીમાંનાં પગલાં સિવાય બીજા કશાની જરૂર નથી. હમણાં વદી પાંચમ–છઠ હશે, એટલે ભરતી ઓછી થતી જાય છે અને દિવસે દિવસે દરિઆનાં પાણી પાછાં ફરે છે. આમ થાય એટલે જ્યાંસુધી પાણી આવ્યું હોય ત્યાં સુધી બીજે દિવસે ન આવે. દરરોજનાં એવી રીતે રેતીપર એંધાણ પડી રહે છે. એવા એંધાણમાં માત્ર બે જ જાતનાં પગલાં દેખાય છે અને તે અઠવાડીયા પછી વધારે ભરતી આવશે ત્યારે ભુંસાઇ જશે.'

'બરાબર છે. આ ખુલાસા પછી બધું બરાબર સ્હમજાય છે. ખરેખર ! એ પણ નવાઇ જેવું ખરૂં કે દહાડા સુધી કોઇ આવ્યું નહિ ને આવ્યું ત્યારે એક પછી એક ચાર જણ આવ્યા !'

'એમ શા ઉપરથી કહે છે ?'

'આ બેઉ જણાનાં પગલાં પણ તાજાંજ છે એટલે.' મ્હેં જવાબ આપ્યો.

'એ વાત ખરી, પણ બેઉ જણ એક સાથે વટાયા નથી. એ બન્ને વચ્ચે કેટલા વખતનું અંતર હશે તે યોગ્ય રીતે કહી શકાય તેમ નથી. છતાં પગલાં એટલાં સ્પષ્ટ છે કે એ પરથી એમ અનુમાન કરી શકાય કે આ માછીમાર બહુબહુ તો ત્રણેક કલાક ઉપર અથવા ઓછામાં ઓછો એક કલાક પહેલાં પસાર થયો લાગે છે. અને આ

બીજો માણુસ—જે એકાદ વહાણમાંથી કૈં લેવા બહાર ગયો છે તે—પોતાની સાથે પુષ્કળ વજનદાર વસ્તુ લઇને ઓછામાં ઓછા ચાર કલાક—એથી વધારે પણ ઓછા તો નહિ જ—અગાઉ પાછો ફર્યો છે.'

એ સાંભળીને મ્હેં મ્હારા મિત્રના ચહેરા તરફ જોયું એટલે એણે ઉમેર્યું:

'એમાં નવાઇ પામવાની જરૂર નથી, નટવર ! એ બાબતનો મ્હેં પુરતો અભ્યાસ કર્યો છે. એ પરથી કહી શકું છું કે આ પગલાં ધ્યાન દેવા જોગ છે. ખાસ કરીને આ બીજી જાતનાં પગલાં ઘણાં ઉપયોગી છે. એનાં જતી વખતનાં પગલાં કરતાં આવતી વખતનાં પગલાં ઘણાંજ ઉંડાં છે અને બેઉની વચ્ચેનું છેટું પણ બહુજ ઓછું છે. એ બતાવી આપે છે કે પાછા ફરતી વખતે એ પોતાની સાથે કોઇ ઘણી જ ભારે ચીજ લઇ જતો હતો. એ ઉપરાંત એનાં ચાપાંની છાપ પરથી જણાય છે કે એ વાંકો વળીને ચાલતો હતો અને જે ભારે ચીજ એ લઇ જતો હતો તે એણે પોતાની પીઠપર નાંખી હતી. એ તો સમજાય છે ને ?'

'ઘણી સારી રીતે.'

અમે આમ વાત કરતા હતા એટલામાં દૂરની ટેકરી પરથી કૈં અવાજ આવતો લાગ્યો અને અમે ધ્યાન દઇને જોયું તો એક માછીમાર ગામના દાક્તર દેસાઈ, ફરદુનજી ફોજદાર અને સ્ટ્રેચર લઇને આવતા બે પોલિસના સિપાઇઓ અમારી નજરે પડયા. પેલો માછી સૌથી આગળ ચાલતો હતો એ બધાને કૈંક લઇ જતો હોય એમ લાગતું હતું.

'આ લોકોના જમેલા પરથી તું શું અનુમાન કરે છે ?' ચિત્રગુપ્તે પૂછ્યું.

'બીજું શું ? ટેકરી પરથી કોઇ પડી ગયું હશે.' મ્હેં કહ્યું: 'અથવા કોઇનું મડદું દરિયાકિનારે તણાઈ આવ્યું હશે.'

' બનવા જોગ છે. ચાલને, આપણે પણ એ તરફ જઇએ.'

અમે પણ એ દિશામાં ચાલવા લાગ્યા. આગળ ચાલતાં ચિત્રગુપ્તે ફરીથી એજ વિષય મ્હને સ્હમજાવવા માંડયો :

'માણસનાં પગલાં પુરાપૂર્વથી ઘણાંજ ઉપયોગી ગણાતાં આવ્યાં છે અને એ વિષયનો અભ્યાસ કરનારા પગી લોકો પગેરૂં કાઢવામાં ઘણાજ હોશીયાર હોય છે એમ જૂના વખતથી મનાતુ આવ્યું છે. પગલાંનો પુરાવો દાર્શનિક અને સચોટ હોય છે. પગલાંનું શાસ્ત્ર કોઇએ રચ્યું નથી એ જરા નવાઇ જેવું છે; પણ એ વિષયનો અભ્યાસ રસિક અને જ્ઞાનપ્રદ છે. એના પુરતા અનુભવપરથી કહી શકાય કે પગલું કોનું છે ? વય, ગુણ, જાતિ, સ્થિતિ, ધંધો વગેરે વિગતો પગલાંપરથી મળી આવે છે. કારણ કે એ સર્વેની એના પર અસર થાય છે. સરખી ઉંચાઈના એક જુવાન તેમજ વૃદ્ધ માણસનાં પગલાંમાં ફેર પડે એ તો દેખીતું છે. તેજ રીતે એક તંદુરસ્ત માણસ અને રોગગ્રસ્ત દરદીનાં પગલાં પણ ઓળખાઇ આવે, એ તો સમજાવવું ન જ પડે.'

'બરાબર છે. એ ભેદ પરખાય એવો ખરો.' મ્હેં કહ્યું.

'એ તો આપણે સામાન્ય જ્ઞાનની વાત કરી, પરંતુ એનો પદાર્થપાઠમાં કેટલો ઉપયોગ થાય છે તે હવે જોઇએ.' એમ કહીને એણે મ્હને ભરતીની નિશાનીમાંથી આગળ આવતાં અને થોડો ચકરાવો લઇ પાછાં એમાંજ અદૃશ્ય થઇ જતાં પગલાં બતાવ્યાં. 'આમાં કંઈ નવાઇ જેવું લાગે છે ?' એણે પૂછ્યું.

'એ આપણાં પગલાં કરતાં ઘણાંજ ઉંડાં પડેલાં છે.' મ્હેં જવાબ આપ્યો.

'બરાબર. એના બુટ પણ આપણાજ માપના છે, છતાં બેઉ પગલાં વચ્ચેનું અંતર ઘણુંજ ઓછું છે, એકદમ ધ્યાન ખેંચે એટલું ઓછું છે, સમજ પડીને ? હવે એક અનુભવની વાત કહું. સામાન્ય નિયમ એવો છે કે માણસનાં પગલાંની લંબાઇ વચ્ચે અને પગની ઉંચાઇ વચ્ચે તેમજ શરીરની ઉંચાઈ વચ્ચે પરસ્પર સંબંધ છે. તે

જ મુજબ માણસોના બાંધાશારિરિક બંધારણને અને બે પગલાં વચ્ચેના અંતરને પરસ્પર સંબંધ છે. એક મોટું પગલું એટલે એક ઉંચો માણસ અને બે પગલાં વચ્ચેનું લાંબુ અંતર. સમજાયું ને ? હવે આપણે અહીં શું જોઇએ છીએ ? આ પગલાં મોટાં છે પણ બે પગલાં વચ્ચેનું અંતર ઘણું જ ઓછું—ધ્યાન ખેંચે એટલું ઓછું છે. એ શું બતાવે છે ? એના પરથી તું શું અનુમાન કરે છે?'

'એ આપણા જેટલો ઉંચો પણ આપણા કરતાં ભારે વજનદાર માણસ હોવો જોઇએ.' મ્હેં સૂચના કરી.

'બરાબર છે.' ચિત્રગુપ્તે કહ્યું: 'એજ એનો ખુલાસો હોઇ શકે. શરીરપર ખોટી ચરબી એ વધારાનું જ વજન છે. એટલે આપણે એ અનુમાન કરી શકીએ કે એ માણસ સાડાપાંચ ફુટ ઉંચો હશે અને એનું શરીર ચરબીને લીધે ઘણું વજનદાર થઈ ગયું હશે.'

*

અમારી આગળ દેખાતા પેલા માણસો એક ટેકરી પાછળ વળાંક લેવાથી અદૃશ્ય થઇ ગયા હતા. અમે આગળ ચાલ્યા એટલે અમારી નજર એમના પર પડી. તેઓ એક જગ્યાએ ઉભા રહ્યા હતા અને ડૉ. દેસાઇ નીચા નમીને કૈંક તપાસતા હતા.

'આપણું અનુમાન ખોટું લાગે છે.' ચિત્રગુપ્તે કહ્યું: 'એ માણસ ટેકરીપરથી પડયો લાગતો નથી તેમજ દરિયામાંથી તણાઇ આવ્યો પણ નથી. એ ભરતીની લાઇન કરતાં ઘણે દૂર પડેલો દેખાય છે. આપણે પેલાં છેલ્લાં પગલાં જોયાં તે ઘણુંખરૂં એનાં હોવાં જોઇએ.'

અમે જેવા નજીક ગયા તેવાજ ફ્રરદુનજી ફોજદાર અમારી પાસે આવ્યા ને બોલ્યા :

'હમણાં તમે આ તરફ ન આવે તો સારૂં અહીં આગળ કોઇનું ખૂન થયું છે અને આજુબાજુ, ઘણાંજ પગલાં પડયાં છે. એટલે તેની તપાસ થાય તે પહેલાં કોઇ ખુંદી ન નાખે તો સારૂં.'

એમની સૂચનાને માન આપીને અમે પેલા સિપાઇઓ જ્યાં ઉભા હતા ત્યાં આગળ જઇને ઉભા રહ્યા અને આ અકસ્માતનો ભોગ થઇ ગયેલા માણસ તરફ જોવા લાગ્યા. એ અમે ધાર્યું હતું તેટલો ઉંચો હતો પણ એનું શરીર ઘણું જ પાતળું હતું. એની ઉંમર આશરે પાંત્રીસેક વર્ષની હશે.

'આ તો ખૂનનોજ કેસ છે.' ડૉ. દેસાઇએ ઉભા થતાં કહ્યું: 'હૃદયના પડખામાં છરાનો મોટો ઘા છે એને લીધે એ તરતજ મરણ પામ્યો હોવો જોઇએ.'

'કેટલો વખત થયા એ મરણ પામ્યો હોવો જોઇએ?' ફોજદારે પૂછયું.

'ઓછામાં ઓછા બાર કલાક' ડૉકટરે જવાબ આપ્યો: 'એનું શરીર સાવ ઠરી ગયું છે.'

'તો તો પછી એ આજે સવારે ૭ વાગે મરી ગયો હોવો જોઇએ.'

'એ ખાત્રીથી ન કહી શકાય.' ડૉકટરે ઉમેર્યું: 'મ્હારૂં કહેવું એવું છે કે એ ઓછામાં ઓછા બાર કલાક પહેલાં મરી ગયો છે એટલે એથી ઘણો વધારે વખત પણ હોઈ શકે. સમજ્યા ને?'

'એમ! ઠીક, એ પોતાના ખૂની સાથે સારી રીતે આથડયો લાગે છે. ચારે બાજુ પુષ્કળ બાઝંબાઝા થઇ છે એ જણાવવાને આ બધાં પગલાં પુરતાં છે. એનાપર હુમલો કરનાર એકજ જણ લાગે છે. મરનાર સિવાય એકજ માણસનાં પગલાં આમતેમ પડયાં લાગે છે, એટલે એ ઉપરથી એટલુ જ શોધી કાઢવાનું રહે છે કે એ કોણ છે. એણે જે જાતના બુટ પહેર્યા છે અને જે નિશાન રેતીમાં પડયાં છે તે જોતાં એને શોધી કાઢવામાં ઝાઝી મુશ્કેલી પડે એમ જણાતું નથી.'

'ખરી વાત છે.' ડૉકટરે જવાબ આપ્યો: 'આ પગલાં તરત જ ઓળખી શકાય એવાં છે.'

'આવી રીતે ખીલાની ભાત પાડીને બૂટ પહેરનાર ઓળખાઇ આવ્યા વિના રહેજ નહિ. જુઓને, દરેક ઠેકાણે કેવી સરસ ભાત ઉઠેલી છે! દરેક પગલામાં ફક્કડ સાથીયા પડયા છે.

એ બેઉ જણ વચ્ચેની વાતચીત અમે સાંભળતા હતા અને એ શું કરે છે તે ધ્યાન દઇને જોતા હતા. ફેરદુનજીએ પોતાની ડાયરી કાઢીને તેમાં પગલાંનું માપ, તેના પરના ખીલાનાં નિશાન, આજુબાજુનાં પગલાંનાં એંધાણ વગેરેની નોંધ કરી અને ચારે બાજુની પરિસ્થિતિનો નકશો દોરી તેમાં જોઇતી વિગતો ઉતારી.

'એક વાત તો ચોક્કસ છે' એણે ઉમેર્યું: 'કે એ બનાવ શી રીતે બન્યો. ખૂનીએ પોતાના મન સાથે આ કામ કરવાનું નક્કી કર્યું હશે અને એ વિચાર કરીને તે અહીં આવ્યો હતો. પેલી ટેકરી આગળ ઉભો ઉભો એ મરનારના આવવાની રાહ જોતો હતો અને જેવો તે પાસે આવ્યો તેવો જ એ તેના ઉપર તુટી પડયો. બેઉ વચ્ચે જબરી બાથંબાથા થઇ અને છેવટે એણે છરો મારીને તેને મારી નાંખ્યો. પોતાનું કામ પતાવીને એ પેલી ટેકરીને રસ્તે પાછો ચાલ્યો ગયો.'

'તો પછી એ રસ્તે તપાસ કરો તો એ કયાં ગયો છે તે જાણી શકાય ખરૂં.' ડૉકટર દેસાઇએ સૂચના કરી.

'વખતે ન પણ જણાય, કારણ કે એ ટેકરીની જગ્યા કઠણ છે. એટલે એના પગના નિશાન પડયાં યે ન હોય. છતાં એ બાબત હું ધ્યાન દઇને તપાસ કરીશ જ.'

અહીંની તપાસ પુરી થઈ એટલે શબને સ્ટ્રેચર પર નાંખીને પોલિસના સિપાઇઓએ ઉચકયું. તેની પાછળ ડૉકટર દેસાઇ અને પેલો માછી પણ ગયા. ફેરદુનજી ફોજદાર અમને 'તસ્દી માફ કરજો સાહેબો!' કહી, સલામ કરીને ટેકરી તરફ ગયા. એનો વિચાર ત્યાં તપાસ કરવાનો હતો.

'ઘણો ચાલાક અને મિલનસાર અમલદાર લાગે છે !' એ લોકો ગયા પછી ચિત્રગુપ્તે કહ્યું: 'એણે એની ડાયરીમાં શુ નોંધ્યું છે, તે જોવું જોઇએ.'

'એની ખૂન સંબંધી તપાસ તથા નોંધ કાળજી ભરી છે.' મ્હેં કહ્યું.

'ઘણીજ. એણે મુખ્યત્વે દાર્શનિક પુરાવા નોંધ્યા છે. તેમજ પ્રથમ દૃષ્ટિએ જે જણાયું છે તે ટપકાવી લીધું છે. પણ નટવર ! આ કેસમાં ઘણુંજ અસાધારણ તત્ત્વ છે અને એ તરફ મ્હારૂં ધ્યાન ખેંચાયું છે એટલે મ્હારો વિચાર એ બાબત તપાસ કરવાનો થાય છે.'

એમ કહીને એ જ્યાં આગળ પેલું શબ પડયું હતું ત્યાં ગયો અને બારીક નિરીક્ષણ કરવા લાગ્યો. પોતાની નોટબુક કાઢી અને કૈંક નોંધ કરી. ચારે બાજુનો નકશો દોર્યો, તેમ જ પગલાનાં નિશાન પણ ચિતર્યાં. મરનારનાં અમે જ્યાં જ્યાં જે રીતનાં પગલાં જોયાં હતાં તે અને ટેકરી પરથી આવતાં અને જતાં ખૂનીનાં પગલાં પણ એણે રીતસર દોર્યાં, સૌથી પહેલાં જે પગલાં અમે જોયાં હતાં તે પણ દર્શાવ્યાં. એ બધામાંથી પરવાર્યા પછી એણે કહ્યું. 'આપણે પણ પેલી ટેકરી પર જઇને જોઇએ તો ખરા કે ખૂની કઇ તરફ ગયો છે ? એ કૈં કાળમીંઢ પત્થર નથી. સાધારણ રીતે કઠણ જગ્યા છે પણ કોઇક ઠેકાણે તો કૈંક નિશાની હશે ખરીને !'

અમે બેઉ જણ ટેકરી પર ગયા. ફેરદુનજીનાં નાનાં પગલાં જણાતાં હતાં, પણ ખૂનીનું એક્કે પગલું અમારી નજરે ન પડયું. થોડે દૂર ફેરદુનજી અમારી નજરે પડયો.

'એનો તો કૈં પત્તોજ લાગતો નથી.' એણે ચિત્રગુપ્તને કહ્યું: 'મ્હેં ધાર્યું હતું કે આટલો બધો પવન ફુંકાય છે તે અહીં એનાં પગલાંનો પત્તો નહિ લાગે અને થયું પણ એમજ ! મ્હારે હવે તદ્દન જુદી જ રીતે તપાસ કરવી પડશે. રામપુર કૈં મોટું ગામ નથી. એટલે એ જાતના બૂટ પહેરનાર ઓળખાયા વગર નહિ જ રહે !'

'મરનાર—એનું નામ શું કહ્યું ?—હીરજીભાઇ ?—એ અહીંનોજ વતની હતો ?' ચિત્રગુપ્તે પૂછ્યું.

'નારે ના, સાહેબ !' એણે જવાબ આપ્યો:. 'એ પણ અહીં લહેર કરવા આવેલો લાગે છે. વીસેક દિવસથી એ અહીં આવ્યો હતો. નાના ગામમાં એ સુખ કે કોણ આવ્યું છે ને કેમ આવ્યું છે તે છાનું ન રહે.'

'એ કેમ આવેલો ?' ચિત્રગુપ્તે પૂછ્યું.

'મઝા મારવા. બીજું શું ? એના ઓળખીતા ડાહ્યાભાઇ કરીને એક જણ અહીંયાં રહે છે તેમને ત્યાં એ પડયો ને પાથર્યો રહેતો હતો. હવે હું ડાહ્યાભાઇ પાસે જ જાઉં છું અને એની જુબાની લઉં છું.'

અમે સાથે સાથે ગામ તરફ આવવા લાગ્યા. અમે થોડા આગળ વધ્યા હઇશું ત્યાં તો અમારૂં ધ્યાન એક જણ ખેતરમાં થઇને દોડતો આવતો હતો તેના તરફ ખેંચાયું.

'લ્યો, આ ડાહ્યાભાઇ જ દોડતા આવે છે.' ફોજદારે કહ્યું. 'એને પણ આ સમાચાર મળ્યા લાગે છે.'

અમે બેઉ જણ શી વાતચીત થાય છે તે સાંભળતા ઉભા. ડાહ્યાભાઈ ઘણો જ ગભરાયલો લાગતો હતો. એની ઉંમર ચાળીસેક વર્ષની હશે.

'એ વાત ખરી છે સાહેબ !' એણે ફરદુનજીને પૂછ્યું કે હીરજીભાઇ મરી ગયા ? ગામમાં વાત ચાલે છે કે એનું શબ ખાડી આગળ પડયું છે.'

'બરાબર છે. એમાં જરા પણ ખોટું નથી, ડાહ્યાભાઇ ! કમનસીબની વાત તો એ છે કે એ મરી નથી ગયા પણ એમનું ખૂન કરવામાં આવ્યું છે.'

'અરે ભલા ભગવાન ! એ શી વાત કરો છો ! ખૂન થયું ! હીરજીભાઇનું ખૂન થયું ! એ શી રીતે બન્યું સાહેબ ! ખૂનીનો ” પત્તો છે ખરો ?'

એનો ચહેરો સફેદ પુણી જેવો થઇ ગયો હતો.

'એ કેમ કહી શકાય? ખૂની બાબત તપાસ કરવા હું તમારી પાસે આવતો હતો.'

'મ્હારી પાસે?' એણે ચમકીને પૂછ્યું: 'મ્હારી પાસે શા સારૂ?'

'હીરજીભાઇ તમારા મિત્ર હતા, તમારે ત્યાં આવતા હતા અને તમે એકલાજ એમને ઓળખો છો એટલે એમની હકીકત મેળવવા. કેમકે થોડું ઘણું તમે કહો તે પરથી બાકીનું શોધી કાઢવાંમાં અમને સરળતા થશે.'

એ સાંભળીને ડાહ્યાભાઇનો ચહેરો વધુ ફીકકો પડી ગયો.

'હું નથી ધારતો કે આપને મ્હારા તરફથી કંઇ વધુ વિગતો મળે. આ બનાવે મ્હને એવો ગભરાવી મૂકયો છે કે મ્હારા ચિત્તની સ્વસ્થતા જરાએ નથી.'

'હરકત નહિ, તમને જે ખબર હોય તે કહેજો ને.'

'બહુ સારૂ, હવે તમે કાલે બપોરે ફુરસદે આવજોને. મ્હને જે કૈં ખબર હશે તે જરૂર કહીશ.'

'આજ સાંજે આવું તો—'

'આજે નહિ. હું એટલો બધો અસ્વસ્થ થઇ ગયો છું'

'પણ જુઓને ડાહ્યાભાઇ! આવા કામમાં જેટલું વહેલું થાય તેટલું સારૂં, એટલે સાંજ પર રાખો તો ઠીક. આ તળાવ તો કલંકરૂપ છે. એને હવે પુરાવી નાંખવું જોઇએ. એની શી જરૂર છે?'

રસ્તામાંજ એક તળાવ આવતું હતું અને તે ઘણુંખરૂં પુરાતું આવ્યું હતું છતાં હજી થોડો ઘણો ભાગ પુરાવો બાકી હતો. તેમાં થઇને રસ્તો જતો હતો એટલે થોડી જગ્યા કાદવવાળી હતી. ત્યાં આવ્યા એટલે ફરદુનજીએ બૂટ બગડવાની ધાસ્તીથી કંટાળીને છેલ્લું વાકય ઉચ્ચાર્યું હતું. અમારી બધાની આગળ ડાહ્યાભાઈ ચાલતા હતા. તેમની પાછળ ફરદુનજી અને છેવટે અમે બે જણ હતા. ડાહ્યાભાઇ

જેવા પેલા કાદવવાળા ભાગમાં આવ્યા તેવીજ અનાયાસે ફેરદુનજીની નજર એમનાં પગલાં તરફ ગઇ. કાદવની અંદર એમના બૂટની સ્પષ્ટ છાપ ઉઠી હતી અને તે તરફ નજર કરતાં વેંતજ એ બૂટ વિષે ખાત્રી થઇ જતી હતી. મરનાર હીરજીભાઇના ખુનીનાં પગલાં જે અમે દરિયા કિનારે જોયાં હતાં તેને એ આબાદ મળતાં આવતાં હતાં. જે શોધવા માટે ફેરદુનજી તપાસ કરનાર હતા તે પુરાવો તો ચાલી ચલાવીને એમની સામેજ આવ્યો હતો. એ જોતાં વેંતજ ફેરદુનજીના મગજમાં વિજળીની ઝડપે વિચાર ચાલવા લાગ્યા.

'તમારી મરજી કાલ પર રાખવાની છે તો યે હરકત નહિ ડાહ્યાભાઇ! કાલે બપોરના હું આવીશ. આ બનાવે તમને માનસિક ચિંતામાં મૂકી દીધા હોય તો નવાઇ નથી.' ફેરદુનજીએ ફેરવી તોળ્યું: 'હજી તો મ્હારે ઘણી વિગતો તપાસવાની છે એટલે રજા લઇશ.'

એમ કહીને ફેરદુનજીએ ત્યાંથીજ બારોબાર સ્ટેશનનો રસ્તો લીધો. મ્હેં જોયું તો એ જરાક આગળ જઇને હરણની ઝડપે દોડતો હતો.

ફોજદારના જવાને લીધે ડાહ્યાભાઇના દિલપરથી ઘણો ભાર ઓછો થઇ જતો લાગ્યો. એ અમારી સાથે વાતે વળગ્યો.

'આપનું નામ ડો. નટવરલાલ! ખરૂં ને?' એણે મ્હને પૂછ્યું. 'મેં આપને સર સાહેબને ત્યાં આવતાં જતાં ઘણીવાર જોયા છે. પણ આ ભાઈ નવા લાગે છે.'

'એ મુંબાઇના પ્રખ્યાત ધારાશાસ્ત્રી મી. ચિત્રગુપ્ત વકીલ છે.'

'ચિત્રગુપ્ત વકીલ! એમનું નામ તો મ્હેં ઘણીવાર સાંભળ્યું છે. આપને જોઇને ઘણો આનંદ થયો, સાહેબ!'

ચિત્રગુપ્તે ડોકું હલાવી આભાર માન્યો.

'ત્યારે તો આ કેસમાં આપને જરૂર રસ પડયા વિના નહિ રહે! મ્હારા મિત્રનું શબ જોયું ત્યારે આપ ત્યાં હાજર હતા?'

'નાજી, એ ઉપાડતી વખતે અમે ત્યાં જઇ પહોંચ્યા હતા.'

તે પછી ડાહ્યાભાઇએ ખૂન બાબત તેમજ આડાઅવળા કેટલાક સવાલ પૂછ્યા, જેના જવાબ ચિત્રગુપ્તે બને તેટલા ટુંકા હા કે ના અથવા ઠીક લાગે તેમ આપ્યા. એવામાં ડાહ્યાભાઇના ઘર તરફ જવાનો રસ્તો આવ્યો એટલે એમણે રજા લીધી.

'ફોજદાર આ ભાઇસાહેબને પકડવાનું વોરંટ લેવા દોડયા લાગે છે. ડાહ્યાભાઇ ગયા પછી મ્હેં કહ્યું.'

'એમાં એનો દોષ કાઢવા જેવું નથી. મ્હેં તને કહ્યું તેમ એ દાર્શનિક પુરાવા પર પૂરતો આધાર રાખીને વર્તે છે અને એ રીતે એને એમ કર્યા સિવાય છૂટકો નથી. બેઉ પગલાં વચ્ચે એટલું બધું મળતાપણું છે કે તું પણ એની જગ્યાએ હોય તો એજ રીતે વર્તે. શિકાર છટકી ન જાય કે ચેતી ન જાય તે માટે એણે ઉતાવળ કરવીજ રહી. સમજ પડીને ?'

અમે જ્યારે ગામમાં પહોંચ્યા ત્યારે મ્હારે કેટલુંક લેવાનું હતું તે લેવા હું રોકાયો. ચિત્રગુપ્તે પણ થોડી ખરીદી કરી. એના બે બંડલમાંનું એક મ્હને આપવા મ્હેં કહ્યું પણ એને નાજ પાડી. છેવટે મ્હારા બહુ આગ્રહને વશ થઇને એણે એ મ્હને આપ્યું પણ એમાં પુષ્કળ વજન છે એ પણ સાથે સાથે સૂચવી દીધું.

'તો પછી આપણે વેપારીને કહ્યું હોત તો એ પોતાના માણસ મારફત મોકલી આપત.' મ્હેં કહ્યું.

'પણ મ્હારે એને કૈંજ પત્તો આપવો ન હતો, તેમજ આ ખરીદી તરફ કોઇનું ધ્યાન ખેંચાય એમ હું ઇચ્છતો નથી.'

અમે ઘેર આવ્યા ત્યાં તો મ્હારે માટે કામ તૈયાર હતું. સર-સાહેબના કોઇ ખેડુતે ઝાડ પરથી પડી જઇને હાડકાં પાંસળાં ભાગ્યાં હતાં, એટલે એમની ભલામણથી મ્હારે એને તપાસવા જવાનું હતું.

ચિત્રગુપ્તને મ્હારાં પુસ્તકોમાંથી જે કૈં ઠીક લાગે તે વાંચવા ભલામણ કરી હું જવા નીકળ્યો. ચિત્રગુપ્તે પેલાં બે બંડલોમાં શું

આણ્યું હશે તે બાબતનો મ્હને એ વખતે વિચાર આવ્યો. પણ એ પૂછવું ઉચિત ન ધારી હું બહાર ચાલ્યો.

'મ્હારી ચિંતા કરવાની જરૂર નથી નટવર! મ્હારી પાસે પણ પુરતું કામ છે.' ચિત્રગુપ્તે કહ્યું.

મ્હને બહારથી આવતાં બે કલાક લાગ્યા. પાછો ફર્યો ત્યારે હું થાકી ગયો હતો અને મ્હને કકડીને ભૂખ લાગી હતી. રાત્રિના સાડા નવ વાગી ગયા હતા અને ગામ આખું આરામની તૈયારી કરતું હતું.

'ફોજદાર સાહેબ આપની રાહ જોતા બેઠા છે.' મ્હને જોઇને મ્હારા નોકરે ખબર આપી.

'એમ? ચિત્રગુપ્ત એમની પાસે નથી?'

'ના સાહેબ, એ તો બહાર ગયા છે'

'બહાર ગયા છે? ક્યારે?'

'તમારા ગયા પછી તરતજ એ સાઇકલ લઇને ગયા. એક કંડીયામાં એક તપેલી ને ચમચો પણ લઇ ગયા છે!'

એ સાંભળીને મ્હને ઘણીજ નવાઇ લાગી. હું તરતજ ફરદુનજી પાસે ગયો. મ્હને જોઇને એમણે કહ્યું:

'ડાહ્યાભાઇને આખરે મારે પકડવા પડયા છે. એમને મ્હેં લોકઅપમાં રાખ્યા છે. એમને બદલે બીજું કોઇ હોત તો સારૂં થાત.'

'કેમ?' મ્હેં પૂછ્યું.

'ગામ આખામાં એ સારી રીતે જાણીતા છે અને અમારી સાથે સાત વર્ષથી સારી રીતે ભેળાઈ ગયા છે, તેમજ સારા માણસ તરિકે એ બધાનો ચાહ મેળવી શકયા છે. મ્હેં સાંભળ્યું છે કે આપની સાથે હતા તે ભાઇ મુંબાઇવાળા ચિત્રગુપ્ત વકીલ છે. ડાહ્યાભાઇને પણ એ બાબત ખબર મળી છે એટલે એ એમનો કેસ હાથ ધરશે કે કેમ તે જાણવા બહુજ ઈંતેજાર છે. આપનું અનુમાન શું છે?'

'એ ના નહિ પાડે. છતાં આવશે ત્યારે હું પૂછી જોઇશ.'

'ભલે. મ્હારા તરફથી પણ આપ એમને ભલામણ કરજો. ખૂની પકડાય અને સજા થાય એ મ્હારા ફાયદાની વાત છે, છતાં ડાહ્યાભાઇ જેવો માણસ ખૂની નથી એમ પૂરવાર થાય અને મ્હેં એમને પકડવામાં ભૂલ કરી છે એમ ઠરાવાય તેથી પણ કાંઇ મ્હને શોક નહિ થાય.'

અમે વાત કરતા હતા એટલામાં ચિત્રગુપ્ત આવી પહોંચ્યો. સાયકલ સાથે બાંધેલો કરંડિયો એણે ઘણીજ સાવચેતીથી ઉપાડયો અને ઘરમાં મૂકયો. મ્હેં એને ફરદુનજી શા કામે આવ્યા હતા તે કહ્યું અને બચાવ તરફથી કામ કરવા ભલામણ કરી.

'એના બચાવ માટે કામ કરવા બાબત હું વિચાર કરી જોઇશ. બાકી હું થોડીવારમાં આવીને એને લોકઅપમાં મળું છું.' એણે જવાબ આપ્યો.

એ સાંભળીને ફરદુનજીને સંતોષ થયો.

એના ગયા પછી અમે જમી લીધું અને બહાર જવા નીકળ્યા.

'બચાવ તરફથી કામ કરવાનો તેં વિચાર કર્યો?' મ્હેં પૂછયું.

'ડાહ્યાભાઇ પુરતી વિગતો જણાવે તો એ બાબત મ્હારી ના નથી.' ચિત્રગુપ્તે જવાબ આપ્યો.

અને એની એ શરત પુરી થવામાં હરકત ન આવી. ડાહ્યાભાઇ ખુલાસાવાર વાત કરવા તૈયાર હતા.

'આ કામમાં મ્હારા તરફથી બચાવ માટે આપ હા પાડશો તો આપનો મોટો આભાર માનીશ. મ્હારી ખાત્રી છે કે આપ મ્હને બચાવી શકશો. હું જે જાણું છું અને જાણતો હઇશ તે આપનાથી નહિ છૂપાવું. એ બાબત ખાત્રી રાખજો.'

'ભલે.' ચિત્રગુપ્તે કહ્યું: 'તમારા બૂટ બદલ્યા છે કે શું?'

'હાજી. ફોજદાર સાહેબે એ બદલાવ્યા છે. એમને એ ઘણા ઉપયોગી લાગે છે. એ કહે છે કે એનાં પગલાં બીજે પડયાં છે એટલે

સરખાવવાને માટે મારા બૂટની જરૂર છે. ખરૂં પૂછો તો એવા બૂટ બીજા કોઇના આખા ગામમાં હોવાજ મુશ્કેલ છે. એનાપર જે ભાત છે તે બીજે કોઇ ઠેકાણે હોઇ શકેજ નહિ. મ્હેં એ મ્હારા માટેજ ખાસ તૈયાર કરાવી હતી.'

'એ સિવાય એવી બીજી જોડી તમારી પાસે છે?'

'નાજી, એની માત્ર એકજ જોડ મ્હેં કરાવી હતી.'

'એ ઘણી ઉપયોગી હકીકત છે.' ચિત્રગુપ્તે કહ્યું. 'અને હવે હું ભૂલતો ન હઉં તો આ કેસ પર પ્રકાશ નાંખે એવી વિગતો તમારો અમને જણાવવાનો ઇરાદો છે. ખરૂં ને?'

'હાજી. એવી કેટલીક વિગતો કહેવાની છે ખરી. ભૂતકાળની વાતો ભૂલાઈ ગયેલી અને દટાઇ ગયેલી હું માનતો નથી પણ એમ થયું નથી. વર્ષો થવા છતાં પણ મ્હને એ દુઃખ દેવા ચૂકતી નથી એટલે એ સર્વે મ્હારે આપને કહેવી જોઇએ અને મ્હારો દુઃખનો ભાર ઓછો કરવો જોઇએ.'

'ભલે, જ્યાં સુધી મ્હને અનિવાર્ય અડચણ જેવું નહિ હોય ત્યાં સુધી એમાંનો એક શબ્દ પણ બીજાને મોઢે નહિ જાય અથવા એનો ગેરઉપયોગ નહિ થાય તેની ખાત્રી રાખજો. જે જે આ કેસને લગતું તમે જાણતા હો તે બિલકુલ છૂપાવ્યા સિવાય મ્હને કહી દેજો.'

બેઉ જણા વચ્ચે હવે ખાનગી વાતો થવાની હતી એટલે હું ઉઠવા લાગ્યો, પણ ડાહ્યાભાઇએ મ્હને તેમ કરતાં રોક્યો.

'આપને ઉઠી જવાની જરૂર નથી. નટવરલાલભાઇ! આપને લીધે તો ચિત્રગુપ્ત સાહેબનું ઓળખાણ થયું અને વકીલની પેઠે દાક્તર પણ પોતાના કૂળની છૂપી હકીકત બીજાને ભાગ્યે જ કહે છે; એટલે આપના પરનો વિશ્વાસ અસ્થાને નથી. હવે હું મ્હારી કથા શરૂ કરૂં. શરૂઆતમાં જ મ્હારે જણાવી દેવું જોઇએ કે હું એક વખત જેલ જઇ આવેલો છું અને આ લોકો કહે છે તે મુજબ 'છાપેલું કાટલું' છું.'

એટલું કહેતાં એના ચહેરા પર લાલાશ આવી ગઇ. એના શબ્દોની ચિત્રગુપ્ત પર શી અસર થાય છે તે એણે જોવા માંડયું. મ્હારા મિત્રનો ચહેરો એવી લાગણીઓથી પર હતો તેની એને ખાત્રી થઇ.

ડાહ્યાભાઇએ પોતાનું દરસ્તાન આગળ ચલાવ્યું:

'મ્હારા કર્મની કથની એ સેંકડો માણસોનાં પાપના કહાણી છે. હું એક બેંકમાં કલાર્ક હતો અને મ્હને સારો જેવો પગાર મળતો હતો. એક કાળચોઘડીએ મ્હને ચાર જણ સાથે ઓળખાણ થઇ. એ પણ મ્હારાથી જરા મોટા હતા. અમે પાંચે મળીને કલબ કાઢી અને અંદર અંદર સારી રીતે જુગાર રમવા લાગ્યા. એમ કરતાં મ્હારો પગાર હોમાઇ જવા ઉપરાંત મ્હને પુષ્કળ દેવું થયું અને તે વધ્યે જ ગયું. મ્હારા મુખ્ય લેણદારો મ્હારા ચાર મિત્રો જ હતા. એમનાં નામ જગુ, લલ્લુ, પ્રેમજી અને હીરજી.

'માણસના હાથદસ્કત તથા સહીની આબાદ નકલ કરવાની કળા મ્હને આવડતી હતી, અને તેનો અમે અંદર અંદર મશ્કરી માટે ઉપયોગ કરતા હતા. એ બાબતની બીજા કોઇને પણ ખબર ન પડવા દેવાની અમે પુરતી કાળજી રાખી હતી.

'મ્હારી એ કળાનો મ્હારા ચાલાક મિત્રો કેવો લાભ લે તે તમે અનુમાન કરી ચૂકયા હશે. મ્હારૂં દેવું દિનપ્રતિદિન વધતું જતું હતું. એક દિવસે મ્હેં વધારે ગુમાવ્યું એટલે જગુએ મ્હને ટાણો માર્યો અને પૈસાની માગણી કરી. મ્હેં એને મ્હારી અશક્તિ જણાવી. એણે કહ્યું: 'તારે આપવાની દાનત હોય તો રસ્તો બતાવું!' એમ કહીને એણે રસ્તો બતાવ્યો. મ્હેં ના પાડી અને આનાકાની કરી પણ મ્હારા બીજા મિત્રો વચ્ચે પડયા. છેવટે મ્હારે હા પાડવી પડી, અને અમે પાંચે મળીને શું કરવું તે નક્કી કર્યું.

'મ્હારા ઉપરીઓની બેદરકારીનો લાભ લઇને મ્હેં કેટલાક કોરા ચેક ફાડી લીધા અને તેમાં નાની નાની રકમો ભરીને ધ્યાન

દઇને કેટલાંક ઘરાકોની સહી કરી એ બધા ચેક મ્હેં મ્હારા દેવા પેટે મ્હારા મિત્રોને આપ્યા. એ લોકોએ ચાલાકીથી એ બેંકમાં રજુ કર્યા. એ વખતે મ્હેં લખેલી રકમોમાં ઘણોજ ફેરફાર કરાયલો હતો. ત્રણ ચાર ચેકનાં નાણાં અપાયાં પણ ખરાં. છેવટે એક ચેક પાછો ફર્યો. એ ઘરાકના ખાતામાં એટલી રકમ ન હતી, એટલે ઘરાકને પૂછાવવામાં આવ્યું, તપાસ થઇ અને છેવટે પોગળ ફુટયું. બીજા પણ એવા ચેકો પકડાયા. મ્હારા પર શંકા આવી, મ્હને ગિરફતાર કરવામાં આવ્યો. તપાસ ચાલી, મ્હેં મ્હારા મિત્રોની હરામખોરી ખૂલ્લી કરી, જગુ પકડાયો પણ પુરાવાને અભાવે છૂટી ગયો. મ્હારી સામે ગુન્હો પુરવાર થયો અને મ્હને સાત વર્ષની સજા થઈ.

'એ સાત વર્ષ દરમ્યાન મ્હારો એક પિતરાઇ કાકો આફ્રિકા ખાતે મરી ગયો, એની પુષ્કળ મિલ્કત હતી. હું જયારે જેલમાંથી છૂટયો ત્યારે એ મ્હને મળી. હું એકાએક પૈસાદાર થયો એટલે મ્હેં મુંબાઈ છોડીને કોઇ શાંત એકાંત જગ્યાએ વસવાનો વિચાર કર્યો. મ્હારૂં મૂળ નામ બદલીને હું અહી રહેવા આવ્યો. એ વાતને પણ સાતસાત વર્ષનાં વ્હાણાં વાર્યાં. અહીંના લોકો સાથે હું સારી રીતે ભેળાઇ ગયો અને એક સાધનસંપન્ન સદ્‌ગૃહસ્થ તરીકે ચારે બાજુના લોકોની પ્રીતિ સંપાદન કરી શકયો. હું ધારતો હતો કે મ્હારૂં ભૂતકાળનું કલંકિત જીવન ભૂલાઈ ગયું હતું અને મ્હારી શાંતિ અખંડ ટકશે. કારણ કે મ્હારા ચારે મિત્રો વિષે મ્હેં કંઇજ સાંભળ્યું ન હતું અને તેઓ મૂઆ છે કે જીવતા તેની પણ મ્હને ખબર ન હતી.

'પણ માણસ ધારે છે એક ને પ્રભુ કરે છે બીજું. મ્હારી અખંડ શાંતિ એકાએક ખંડિત થઈ ગઇ. એક મહિનાની વાત પર મ્હેં એ લોકોને જોયા અને તેજ પળથી મ્હારૂં હૃદય અસ્વસ્થ થઇ ગયું.'

'કયા સંજોગોમાં તમે એમને મળ્યા ?' ચિત્રગુપ્તે પૂછયું.

'ઘણા નવાઇ જેવા સંજોગોમાં સાહેબ ! કેટલાક જરૂરી કામસર હું ફતેહપુર ગયો હતો. ત્યાં આગળ એક દુકાને મ્હારો હિસાબ પતાવતો હતો ત્યાં મ્હેં લલ્લુ જગુને મળતા બે જણ જોયા. બેઉનાં ચહેરામાં પુષ્કળ ફેરફાર થઇ ગયો હતો અને ઓળખવામાં પણ મુશ્કેલી આવે એવું હતું. એમણે પણ મ્હને જોયો અને તેઓ ચાલ્યા ગયા. મ્હેં તપાસ કરી પણ એમનો પત્તો ખાધો નહિ. તે જ દિવસે સાંજે હું દરિઆ કિનારે ગયો ત્યાં એકાએક મ્હારી નજર એક વહાણ પર પડી. એમાં એક માણુસ ઉભો હતો. એ હીરજી હતો. હું આગળ ચાલ્યો ત્યાં તો સામેથી જ જગુ, લલ્લુ ને પ્રેમજી આવતા હતા. જગુ મ્હારી સામે જ આવ્યો ને મ્હને કહેવા લાગ્યોઃ 'ઓહો ! તમે અહીંયાં ક્યાંથી ?'

'એનો જવાબ આપવાને બદલે આડું જોઇને મ્હેં ચાલવા માંડયું, પણ આ અણુધાર્યા મેળાપથી મ્હને ઘણી ચિંતા થવા લાગી. મ્હેં જે માણસોને પેલી દુકાનમાં બેઠાં બેઠાં જોયા હતા તે જગુ અને લલ્લુ હતા એ વિષેની મારી ખાત્રી થઇ ગઇ. એમણે વેશપરિવર્તન કર્યું હતું છતાં એમને ઓળખવામાં મ્હને હરકત જેવું ન હતું.

'બે દિવસ પછી છાપામાં એક ગંભીર બાબત પ્રકટ થઇ. કેટલાક બનાવટી ચેક ફતેહપુરની દરબારી બેંકમાં વટાયા હતા અને એ વટાવનાર તરીકે જગુને લલ્લુને જે વેષમાં મ્હેં દુકાનમાં બેઠા બેઠા જોયા હતા તે વેષવાળા માણસનું વર્ણન આપ્યું હતું. મ્હારી ખાત્રી થઇ ગઈ કે મ્હારા જૂના દોસ્તો હજી પણ એનો એજ ધંધો કરે છે.

'વળતે દિવસે દરિઆ કિનારે કમનસીબે એ જ વહાણ મ્હેં જોયું. એ જોતાં વેંત જ હું પાછો ફર્યો પણ સામેથી જગુ અને લલ્લુ આવતા હતા તે ભેટયા. જગુ એકદમ મ્હારી પાસે આવ્યો ને હાથ પકડી ને બોલ્યો : ' હજી પણ તું અહીંયાં જ ફર્યા કરે છે કે

શું ! અમે પણ છાપાં વાંચીએ છીએ. ફતેહપુરમાં વટાયેલા ચેકની વાત કૈં છૂપી રહી નથી. જો દોસ્ત ! મ્હારી સલાહ માન અને અહીંથી માપી જા.'

'એટલે તું શું કહેવા માગે છે.' મ્હેં પૂછ્યું.

'એમ બનાવવાની જરૂર નથી !' એણે જવાબ આપ્યો: 'તારે ફતેહપુર શા માટે જવું પડયું, ત્યાં શું કર્યું એ કાંઇ મ્હારી જાણ બહાર નથી. સમજ પડી ને.'

'આ અણધાર્યા ટોણાથી હું એટલો લેવાઇ ગયો કે ન પૂછો વાત ! એવામાં મ્હારો એક ઓળખીતો જતો હતો તે મ્હને જોઇને ઉભો રહ્યો ને પૂછ્યું: 'ડાહ્યાભાઇ શેઠ ! કાલે સવારે ઘાસનાં ગાડાં રામપુર મોકલાવું ને ?'

'મ્હેં હા પાડી એટલે એ ચાલ્યો ગયો. મ્હારા મિત્રો મ્હારૂં નવું નામ અને ઠેકાણું જાણી ગયા. એમણે મ્હને સંબંધ તાજો કરવા આગ્રહ કર્યો પણ મ્હેં ઘસીને ના પાડી.

'બીજે દિવસે હીરજી મ્હારે ત્યાં આવ્યો અને એ લોકોનું થોડુંક કામ કરી આપવાની માગણી કરી. એમનું કામ બીજું શું હોય ? બનાવટી લખાણ અને સહીઓ કરવાનું સ્તો, મ્હેં એને સાફસાફ સંભળાવી દીધું. એણે મ્હને ગોળ ગોળ ધમકીઓ આપી અને આવી શક્તિસંપન્ન ટોળીને પોતાની દુશ્મન ન બનાવવાની સલાહ આપી. મ્હેં શરૂઆતમાં તો તે ગણકારી નહિ પણ મ્હારે કહેવું જોઇએ કે હું ઘણોજ નબળા મનનો માણસ છું અને પેલા બદમાસ જગુથી સદાએ ડરતો આવ્યો છું.

'તે પછી હીરજી મ્હારી નજીક રહેવા આવ્યો અને મ્હેં ઘણીએ ના ના કહેવા છતાં અવારનવાર મ્હારે ત્યાં કલાકોના કલાક સુધી પડયો ને પાથર્યો રહેવા લાગ્યો. બીજા ત્રણ જણ વહાણપરજ રહેતા રહેતા હતા. હીરજીના પુષ્કળ આગ્રહથી હું વહાણપર ગયો ત્યાં તો

એ લોકોએ મ્હને મશ્કરીમાં ઉડાવવા માંડયો. એમનું કહેવું એવું હતું કે ફતેહપુરના ચેકોની વાત બહાર આવી હતી તે મ્હારૂજ પરાક્રમ હતું. મ્હેં ના પાડી પણ મ્હારૂં માને જ કોણ ! એમણે ઠોકી બેસાડયું કે એ ચેક મ્હેં પોતેજ લખ્યા હતા ને વટાવ્યા હતા. કમનસીબે એ વખતે મ્હારાથી બોલાઇ જવાયું કે મ્હેં પેલી દુકાનમાં બેઠા બેઠા જગુ ને લલ્લુને જોયા હતા. એની અસર એ લોકો પર જોયા જેવી થઇ. એવામાં મ્હેં બહાર જોયું તો વહાણ દરિયામાં ઘણે દૂર નીકળી ગયું હતું. હું ચીડાયો, મ્હારી મરજી વિરૂદ્ધ આ રીતે લઇ આવવા માટે મ્હેં એ લોકોને ધમકાવી નાંખ્યા, પણ તેયે એમણે હસી કાઢયું. આખો દિવસ દરિયામાં લ્હેર કરીને અમે સાંજે પાછા ફર્યા.

'એક વાત કહી લઉં. વહાણ પર ગયા પછી મ્હારે મ્હારા બૂટ બદલવા પડયા હતા. ત્યાં આગળ મ્હને રબરના બૂટ પહેરવા પડયા હતા. તુતક પરના પાલીસમાં લીસોટા ન પડે માટે.'

'ધીરે ધીરે મ્હારે એ લોકોના વધુ ને વધુ સંસર્ગમાં ઇચ્છા અનિચ્છાએ આવવું પડયું. એમના પ્રયત્નો વધતા જ ચાલ્યા. દરરોજ હીરજી મ્હને કૈં ને કૈં લખી આપવાનું કહેતો હતો અને હું નાની ના જ પાડયા કરતો હતો.'

'થોડા દિવસ ઉપર એક સાંજે મ્હારી પાસે હીરજીએ એક નવી માગણી કરી. અમે અમારા બગીચામાં ફરતા હતા, અને એ મ્હને એમની સાથે જોડાવાને માટે આગ્રહ કરતો હતો. અમે એક બાંકડા પર બેઠા. વાડની નજીક જ એ બાંકડો આવેલો હતો તેનું અમને ભાન ન રહ્યું.'

'ત્યારે તું અમારી સાથે કામ કરવાની ચોખ્ખી ના પાડે છે?' હીરજીએ મ્હને પૂછ્યું.

'એ વાત એકસો ને એક વાર હું કહી ચૂકયો છું. મ્હારી પાસે પુરતાં સાધનો છે, પૈસો છે, પછી શા સારૂ મ્હારે એવા હલકા ધંધામાં પડવું?'

'બરાબર છે. પણ જો ને, ખરી વાત કહી દઉં. તું અમારી બધી વાત જાણે છે અને ફતેહપુરની વાત પણ તારાથી અજાણી નથી. એક વખત તેં અમને દગો દીધો છે, એટલે ફરીથી તું શું નહિ કરે તેનો અમને વિશ્વાસ આવતો નથી; એટલે કોઇ પણ હિસાબે તને અમારા પંજામાંથી તું ન છટકે એ રીતે રાખવાનો અમારો વિચાર છે. જગુને તો તું ઓળખે છે. એ ધાર્યું કર્યા સિવાય રહેવાનો નથી.'

'એ તો હું જાણું છું.'

'તો પછી હું એક રસ્તો બતાવું. તું મ્હને પુરતી રકમ આપે તો એ કામ હું માથે લઉં. એ બધાનો ધડો લાડવો કરૂં.'

'શી રીતે?'

'ઘણી જ સ્હેલાઇથી. હું પણ એમનાથી કંટાળ્યો છું એટલે સીધો પોલીસ પાસે જઇને બધી હકીકત કહી દઉં અને એમને પકડાવું, પછી કેસ ચાલે એટલે તાજ તરફનો સાક્ષી થઇ બધી વિગતો બહાર લાવી એમને ઘટતી સજા કરાવું. મ્હને પણ સજા થાય, છતાં હું છૂટું એટલે તેં મ્હારા માટે ગોઠવણ કરી હોય તે મુજબ બાકીની જીંદગી શાંતિમાં ગુજારૂં.'

'એની વાત મ્હને ગળે ઉતરે એવી લાગી. મ્હેં પૂછ્યું: 'તારે શું જોઇએ?'

'વરસે દહાડે બે હજાર અથવા એ લોકોને સજા થાય ત્યારે પચીસ હજાર.'

'એ બાબત હું વિચાર કરવા લાગ્યો ત્યાં તો વાડની પાછળ કોઇને દબાવી રાખેલી છીંક આવી હોય એમ લાગ્યું. એ સાંભળતાં વેંતજ અમે બેઉ સડક થઇ ગયા! તરત જ કોઇના નાસી જવાનો અવાજ સંભળાયો. અમે બેઉ જણ ઉભા થઇને દોડયા પણ નાસી જનાર કોણ હતું તે જણાયું નહિ. આ બનાવથી હીરજી ધોળો પુણી જેવો બની ગયો. મ્હારી અસ્વસ્થતાનો પણ પાર ન હતો.

'આ ઘણું ખોટું થયું' હીરજીએ કહ્યું.

'હાસ્તો. આપણે પણ કેવા ગાંડા કે આવી વાતો કરવા વાડ પાસે જઇને બેઠા ! પણ વખતે કોઇ ગામડીયો જ હશે.'

'એ તો જે હોય તે ખરૂં, પણ ઘણું ખોટું થયું.'

'થવાનું હતું તે થઇ ગયું. એ વિષે શોક કરવો નકામો છે. તમે વાત કરી તેનો હું વિચાર કરીને જવાબ આપીશ.' મ્હેં તેને કહ્યું.

'એ સાંભળીને હીરજી ગયો. ત્યાર બાદ મ્હેં એને કાલે સાંજે વહાણ પર જોયો.'

'પ્રેમજી કાલે સવારે મળ્યો અને મ્હને સાંજના વહાણ પર સહેલગાહ માટે આવવા આમંત્રણ આપી ગયો. સાથે સાથે બીજ-બાની હોવાનું પણ કહ્યું. મ્હેં પહેલાં તો ના પાડી, કારણ કે મ્હારો નોકર પણ બહાર જવાનો હતો અને ઘર સુનુ મૂકીને જવાની મ્હારી ઇચ્છા ન હતી પણ મ્હારે એના આગ્રહને વશ થઇને હા પાડવી પડી. મ્હેં એને એટલું કહ્યું કે 'હું વધુ વખત નહિ રોકાઉં.' તે એણે કબૂલ કર્યું.

'એ મુજબ હું ગયો. હીરજી ને પ્રેમજી અમારી રાહ જોતા ઉભા હતા. વહાણ ઘણે દૂર હતું અને કિનારા પર હોડી રાખવામાં આવી હતી. અમે ત્રણે જણા વહાણ પર ગયા. બધાએ મળીને આનંદવિનોદમાં ત્રણ ચાર કલાક પસાર કર્યા, પછી મ્હેં ઘેર જવાની વાત કરી એટલે પ્રેમજી મ્હને કિનારે મુકી ગયો. ત્યાંથી હું સીધો ઘેર આવ્યો અને ઉંઘી ગયો. હીરજી મ્હારી સાથે આવવાનો હતો પણ એ લોકોએ કહ્યું કે કૈંક જરૂરની બાબતો સંબંધી વાતચીત કરવાની હતી એટલે એ આવી શકે એમ ન હતું.'

'કયે રસ્તે તમે ઘેર ગયા ?' ચિત્રગુપ્તે પૂછ્યું.

'બજારમાં થઇને.'

'એ સિવાય બીજું કૈં કહેવાનું રહેતું નથી ખરૂં ને?'

'નાજી, મ્હારી જીંદગીની કાળી બાજુ બિલકુલ છૂપાવ્યા સિવાય મ્હેં આપની પાસે રજૂ કરી છે, અને હું આશા રાખું છું કે અનિવાર્ય જરૂરીઆત સિવાય આપ એનો ઉપયોગ નહિ કરો અથવા એ પ્રકાશમાં નહિ મૂકો.'

'એનો ઉપયોગ તમારા હિત પુરતો જ કરવામાં આવશે.' ચિત્રગુપ્તે ખાત્રી આપી અને એણે કરેલી નોંધ બરાબર જોઇને રજા લીધી.

×

'ઘણો જ નવાઇ જેવો ઇતિહાસ છે.' અમે બહાર આવ્યા પછી ચિત્રગુપ્તે મ્હને કહ્યું: 'તું શું અનુમાન કરે છે?'

'કૈંજ નહિ! પણ એકંદરે ડાહ્યાભાઇ વિરૂદ્ધ કેસ મજબુત છે. આ વાત પ્રકાશમાં લાવીએ તો યે એને જ નુકશાન થાય એમ છે. હીરજી કહે છે કે જગુ બદમાશ છે, પણ મ્હને તો એમ લાગે છે કે એ જ હરામખોર હોવો જોઇએ.'

'બનવા જોગ છે, પણ આ હકીકત એને ગેરલાભ કર્તા છે એટલું તો ખરું.'

એવામાં વરસાદના છાંટા પડવા માંડયા. અકાળે વાદળી ઘેરાઇને માવઠું પડવાની તૈયારી થતી હતી એટલે ચિત્રગુપ્ત એકાએક દોડયો.

એ મોડી રાતે પાછો ફર્યો. તે દરમ્યાન ઠીક વરસાદ પડયો હતો.

બીજે દિવસે સવારે ઉઘાડ હતો.

ડો. દેસાઇ મ્હારા મિત્રને બોલાવવા આવ્યા, કારણ કે સવારમાં જ ચિત્રગુપ્તે કોરોનરને ખબર આપી હતી કે બચાવપક્ષ તરફથી એ પોતે કામ કરનાર હતો. ડો. દેસાઇ મરનારની 'પોસ્ટમોરટમ' તપાસ કરવાના હતા. એ વખતે મ્હને હાજર રહેવાનું સદ્ભાગ્ય ન હતું. પણ એ તપાસ થઇ રહ્યા પછી ડો. દેસાઇ મને મળ્યા એટલે

બોલ્યા : 'તમારા સાથીદાર તો જબરા રીતરિવાજના ચુસ્ત હિમાયતી છે ! દેખીતી વાત છે કે છરો લાગવાથી ખૂન થયું છે, છતાં એમણે મરનારનું શરીર જોખાવ્યું, ફેફસાં, હૃદય, હોજરી, મગજ વગેરે તપાસાવ્યું, નોંધ કરાવી અને હોજરીનો કચરો બરણીમાં ભરી અમારા બેઉની સીલ કરાવી પ્રો. નીકલસનને વધુ તપાસ માટે મોકલાવ્યો ! '

એ સાંભળીને ચિત્રગુપ્તે વચ્ચે જ કહ્યું: ' દાર્શનિક પુરાવા પર વિશ્વાસ રાખી દોરવાઇ જવા કરતાં પુરતી તપાસ કરવાની આપણી ફરજ છે અને એ રીતે મ્હેં કર્યું છે છતાં કોણ જાણે કેમ આપને એ વધારે પડતું લાગે છે ! '

પણ એથી ડો. દેસાઇના મનનું સમાધાન થયું નહિ.

કોરોનરની તપાસ બપોરના શરૂ થઇ. એની વિગતવાર હકીકત આપવાને બદલે હું મુખ્ય મુખ્ય બાબતો જ જણાવીશ.

સૌથી પહેલી ડો. દેસાઇની જુબાની લેવાઇ. એમણે પોસ્ટમોરટમ તપાસ વખતે ચિત્રગુપ્તે કરાવેલી નોંધ વિષે કહેવા માંડયું. પણ તેમ કરતાં કોરોનરે એમને રોકયા ને સીધો સવાલ કર્યો :

' એવા વિવેચનની જરૂર નથી. મરણનું કારણ તમે શું માનો છો તે જ જ્યુરીને કહો. '

' એ તો દેખીતી વાત છે ! મરનારની છાતીમાં બીજા અને ત્રીજા પાંસળાની વચ્ચે મોટા છરાથી ઘા કરવામાં આવ્યો હતો. એ ઘા ઘણો ઉંડો હતો, અને એનાથી શરીરની બે ધોરી નસો–આર્ટરી અને એરોટા–કપાઈ ગઇ હતી તેને લીધે એકાએક મરણ નીપજ્યું હતું.'

'એ એક જ ઘા મરણ નીપજાવવાને પુરતો હતો ?'

'હાજી, એ નસો કપાય કે ક્ષણ વારમાં જ માણસ મરણ પામે.'

'તમે ઉપાડતા પહેલાં શબ તપાસ્યું હતું ?'

'હાજી, એ ચત્તું પાટ પડયું હતું અને આજુબાજુ પુષ્કળ પગલાં પડયાં હતાં.'

'એ પગલાંમાં તમને કૈં નવાઇ જેવું લાગ્યું ?'

'હાજી, એ માણસોનાં પગલાં હતાં. એક મરનારનાં ને બીજાં ખૂનીનાં. ખૂનીનાં બુટની નીચે સાથીયા ભાતમાં ખીલા જડેલા હતા અને તેની છાપ રેતીમાં આબાદ ઉઠી હતી.'

'એવી છાપવાળા બુટ તમે જોયા છે ?'

'હાજી. એવા બુટ ગુન્હેહગાર ડાહ્યાભાઇના મ્હને બતાવવામાં આવ્યા છે.'

'તમે જોયેલાં નિશાન એ જ બુટનાં હતાં એમ તમારૂં કહેવું છે ?'

'નાજી. એ હું ખાત્રીપૂર્વક ન કહી શકું. પણ એટલું ખરૂં કે બેઉ વચ્ચે પુષ્કળ મળતાપણું છે.'

આ આખી જુબાની દરમ્યાન ડાહ્યાભાઇ ધ્રૂજતો હતો. એની પાસેના સિપાઇએ એને ખુરસી આપી.

બીજી સાક્ષી જગુની લેવાઇ. એણે મરનારને હીરજી તરીકે ઓળખ્યો અને મરનારને બે વર્ષો થયાં ઓળખતો હતો એમ કહ્યું. એના કામકાજની એને માહિતી ન હતી એમ જણાવ્યું. મરતી વખતે એ ગામમાં રહેવા ગયો હતો એમ એણે કહ્યું.

'એ ગામમાં શા સારૂ રહેવા ગયો હતો ?'

'લાંબો વખત દરિયામાં રહીને એને કંટાળો આવ્યો હતો એટલે હવાફેર અથવા જગ્યાફેર માટે.'

'તમારી વચ્ચે કૈં વિક્ષેપ તો નહોતો ને ?'

'નહિજી, બિલકુલ નહિ.'

'તમે એને છેલ્લો ક્યારે જયો હતો ?'

'સોમવારે સાંજે અમે બધા સાથે જ જમ્યા હતા. આશરે

મધરાતે એ વહાણ પરથી ઘેર જવા નીકળ્યો એટલે અમે એને દરિયાકિનારે ઉતર્યો હતો.'

'મરનાર અને ગુન્હેગાર વચ્ચે કેવો સંબંધ હતો તેની તમને માહિતી છે?'

'ઘણી જ ઓછી. મરનારે જ એક મહિનાની વાત પર ડાબાભાઈનું અમને ઓળખાણ કરાવ્યું હતું. એ બે વચ્ચે સારો સંબંધ અને પુરાણી પીછાન હોય એવું મ્હને લાગ્યું નથી.'

'ગુન્હેગારે કેટલા વાગે વહાણ છોડયું હતું?'

'આશરે દસ વાગે એનો નોકર બહાર ગયો હતો એટલે ઘર સુનું મૂકવાનો એનો ઇરાદો ન હતો એમ કહીને એણે વહેલી રજા લીધી હતી.'

જગુની જુબાનીને લલ્લુ અને પ્રેમજીએ ટેકો આપ્યો. તે પછી પેલા માછીએ શબ જોવા બાબત જુબાની આપી. છેવટે ફરદુનજી ફોજદારનો વારો આવ્યો.

'તમે ડૉ. દેસાઇએ પગલાંનું વર્ણન આપ્યું તે સાંભળ્યું છે?'

'હાજી. એ વિષે મ્હેં જાતતપાસ કરી છે. મરનાર અને ગુન્હેગારનાં પગલાં ચોકખાં દીસી આવે એવાં હતાં.'

'એ પગલાં ક્યાં ક્યાં હતાં?'

'મરનારનાં પગલાં લાંબે સુધી હતાં, ખૂનીનાં ટેકરી તરફથી આવતાં હતાં, અને પાછાં પણ તે તરફ જતાં હતાં. શબ મળ્યું તે ઠેકાણે બે વચ્ચે પુષ્કળ ઝપાઝપી થઇ લાગતી હતી.'

'ખૂનીનાં પગલાં કેવાં હતાં?'

'એ ઘણાં જ નવાઇ જેવાં હતાં. બુટને તળીએ ખીલા મારીને સાથીયાની ભાત પાડી હતી તે રેતીમાં આબાદ ઉઠી હતી.' એમ કહીને એણે એની નકલ કરી હતી તે પાનું ઉઘાડીને પોતાની નોંધપોથી બતાવી.

કોરોનર પાસેથી એ જ્યુરી પાસે ગઇ અને ત્યાંથી ચિત્રગુપ્તે જોવા લીધી. એની પાછળથી મ્હેં જોયું તો ફરદુનજીએ કુશળતાથી એનું ચિત્ર દોર્યું હોય એમ મ્હને લાગ્યું.

'એ પગલાં કોણે પાડયાં અથવા કોના બુટનાં છે એ તમે કહી શકશો ?'

'હા જી. ઘણી જ ખુશીથી.' એમ કહીને એણે ડાહ્યાભાઇના બુટ કોર્ટમાં રજૂ કર્યા અને કહ્યું: ' એ બુટ જ હું કોર્ટમાં હાજર કરૂં છું. એ ગુન્હેગારના બુટ છે અને એની છાપ અને ખૂનીના બુટની છાપ બરાબર મળતી આવે છે.'

'પણ આ જ બુટ વડે એ પગલાં પડેલાં એમ તમે સોગંદ પર કહી શકો છો ?'

'ના જી, એ ન કહી શકાય. પણ બન્ને વચ્ચેનું સરખાપણું અને બેઉ ઠેકાણે પડેલી સરખી ભાત બાબત હું સોગંદપૂર્વક બોલી શકું ખરો.'

'આ ચિત્ર દોરતા પહેલાં તમે બુટ જોયા હતા ?'

'નાજી.' એમ કહીને એણે કયા સંજોગોમાં ડાહ્યાભાઇના બુટની છાપ જોઇ હતી અને એને વહેમ પડયો હતો તે કહી સંભળાવ્યું.

'તે રાત્રે ગુન્હેગાર કયાં ગયો હતો તેની તમે તપાસ કરી છે ?'

'હાજી. એ ઘરમાં એકલો જ હતો. એનો નોકર બહાર ગયો હતો અને બે માણસોએ એને રાતના બહાર જતાં જોયો હતો.'

ફરદુનજીની જુબાની પુરી થયા પછી એક બે માણસની જુબાની લેવાઇ. કોરોનરે ભાષણ કર્યું અને જ્યુરીને પોતાનો અભિપ્રાય જણાવિનંતિ કરી.

આખી કોર્ટમાં શાંતિ પથરાઈ રહી.

જ્યુરીના ગૃહસ્થો ઉઠયા, એમણે મસલત કરી અને પાંચેક મિનિટ બાદ પાછા ફરીને એમના ફોરમેને અભિપ્રાય દર્શાવ્યો કે 'અ-

મે એકમતે ડાહ્યાભાઇને હીરજીભાઇના ખૂન કરનાર તરિકે જાહેર કરીએ છીએ.'

*

જ્યુરીના એ અભિપ્રાયની કોરોનરે નોંધ કરી અને કોર્ટનું કામ ખલાસ થયું. ડાહ્યાભાઇને બે સિપાઇઓ લોક-અપમાં લઇ ગયા. એનો ચહેરો ફીક્કોફચ્ચ થઇ ગયો હતો. લોકોની મેદનીમાં પણ આ બનાવથી હાહાકાર થઇ રહ્યો હતો.

' તેં બચાવપક્ષ-તરફથી કેમ કંઇ જ ન કર્યું ? ' બહાર નીકળ્યા પછી મ્હેં ચિત્રગુપ્તને પૂછ્યું.

' અરે ભલા માણસ ! ભેંસ આગળ ભાગવત વાંચવાની તેં મ્હારી પાસે આશા રાખી હતી કે શું ? '

' તારા અસિલના બચાવ માટે તારે કંઇક કરવું જોઇએ ને ! '

'નારે ના ! નટવર! એ જ તારી ભૂલ છે. કોરોનરની કોર્ટમાં નાહકની મ્હારી બાજી ખુલ્લી કરવાની શી જરૂર ? સારો રસ્તો આજ છે—આ રીતે સામો પક્ષ કયો રસ્તો લેશે તે આપણે જાણી શકયા છીએ; જ્યારે આપણે શું કરીશું કે કેમ વર્તીશું તેથી સામો પક્ષ સાવ અજ્ઞાત છે. એ રીતે કામ કરવાથી તો ઉલટી મઝા આવશે. '

'પણ આથી તો ઉલટું ડાહ્યાભાઇની બદનામી વધી.'

'તે હશે, પણ એ થોડા વખતને માટે જ. કોરોનર કંઇ એને છોડી દઇ શકે એમ નથી, એટલે યોગ્ય સ્થળે પુરતો પ્રયત્ન કરીશું.'

'જેવી તારી મરજી.'

થોડા વખતમાં સેશન્સ કોર્ટ બેસવાની હતી. એટલે મેજીસ્ટ્રેટની કોર્ટમાં આ કેસ બનતી ઉતાવળે નોંધવામાં આવ્યો અને થઇ શકે તેટલી ઝડપે એનો ઉકેલ કરવાનો સામા પક્ષે નિરધાર કર્યો હતો, તેથી પાંચેક દિવસમાં તો મેજીસ્ટ્રેટ પાસે તપાસ શરૂ થવાની હતી.

એ પાંચ દિવસમાં ચિત્રગુપ્તે બચાવની તૈયારી કરી લીધી હતી.

એ આખો યે વખત ઘણો જ કામમાં ગુંથાયેલો રહેતો હતો. એણે પોતાના મદદનીશ મનહરને બોલાવી લીધો હતો અને મનહર માછી-મારના વેશમાં દરિયાકિનારે કેટલુંક કામ કરતો હતો. એ ઉપરાંત એણે બીજા બે એક જણને બોલાવ્યા હતા. એ બે જણ તે મુંબાઇનો પ્રખ્યાત વકિલ વીરભદ્ર અને જાણીતા પ્રો. નીકલ્સન એ બેનાં નામ અને કામ કોઇને પણ ન જણાવવાની એણે મ્હને ભલામણ કરી હતી.

બરાબર પાંચમે દિવસે જ મેજીસ્ટ્રેટની કોર્ટમાં કેસ નીકળ્યો. સરકારી વકિલે શરૂઆતમાં જ પોતાનું ભાષણ કર્યું. એનો મુદ્દાસર-નો ભાગ હું નીચે આપું છું :

'આ કીસ્સામાં ગુન્હેગાર ડાહ્યાભાઇ સામે સોમવારે રાત્રે મર-નાર હીરજીભાઇનું ઇરાદાપૂર્વક ખૂન કરવાનો આરોપ છે. એ દિવસે સાંજે મરનાર, ગુન્હેગાર અને બીજા ત્રણ જણ સાથે એક વહાણ પર જમ્યા અને મોડી રાત સુધી રહ્યા. પાછા ફરતી વખતે ગુન્હેગાર એક ઠેકાણે સંતાઇ રહ્યો, અને જેવો મરનાર ત્યાં આવ્યો તેવો જ એ એના પર તુટી પડયો. બેઉ વચ્ચે બાથંબાથા થઇ, ગુન્હેગારે મરનારને છરો માર્યો અને એને પરિણામે હીરજીભાઇ મરણ પામ્યો.'

'હવે આ ગુન્હો કરવાનું કારણ શું હતું તે જોઇએ. પૈસા-ટકા કે એવું કંઇ કારણ જણાતું નથી, પણ બેઉ વચ્ચેનો અણબ-નાવ અને અંગત અંટસ એજ ગુન્હાનું કારણ જણાય છે.'

'હવે આ ગુન્હો ક્યા સંજોગોમાં પકડાયો તે પણ કહી લઇએ. મરનારની આજુબાજુ રેતીમાં પુષ્કળ પગલાં પડયાં હતાંઃ મરનારનાં તેમજ ખૂનીનાં. ખૂનીનાં પગલાંમાં એક જાતની છાપ બરાબર ઉઠી હતી. એ પગલાં વગેરેની બારીક તપાસ ચાલાક પોલિસ અમલદાર મી. ફરદુનજીએ કરી હતી. એજ સ્થળે એણે એ પગલાંનું ચિત્ર દોરી કાઢયું હતું અને એ કોર્ટમાં હાજર કર્યું છે. એ ચિત્ર અને એ અમ-લદારની નોંધ આ કેસમાં ઘણાં ઉપયોગી 'એકઝીબીટ' છે.

'હવે એ વિચિત્ર ભાતવાળા બુટ પહેરનાર કોણ હતું ? મ્હેં કહ્યું કે ખૂનનું કારણ અંગત અણબનાવ હતો અને આપણી અજાયબી વચ્ચે માલૂમ પડે છે કે ખૂન કરનાર પણ મરનારનો એક વખતનો અંગત મિત્ર જ છે. એ જાતના બુટ પહેરનાર એ માત્ર એક જ જણ છે, અને તે ડાહ્યાભાઇ સિવાય બીજું કોઇ નથી. એ જ બુટ પહેરીને ડાહ્યાભાઇ તપાસ કરવા નીકળે છે અને પેલા તળાવ આગળ કાદવમાં બુટનાં પગલાં પડતાં ચબરાક ફેરદુનજીની નજર તે પર પડે છે અને તેઓ પામી જાય છે કે ડાહ્યાભાઇ પોતે જ ખૂની છે.

'મરનાર અને ગુન્હેગાર વચ્ચેનો સંબંધ, ગુન્હાની રાત્રે ગુન્હેગાર એકલો જ ઘેર હતો, તે વગેરે હકીકત કોરોનરની તપાસમાં પૂરવાર થઇ છે. ખૂનની રાત્રે ગુન્હેગાર ક્યાં હતો, એ ક્યારે ઘેર આવ્યો ને શું કર્યું તે વિષે કંઇ જ પૂરાવો પડયો નથી એ શું બતાવે છે.?

'આ બધું ગુન્હેગારનો ગુન્હો પુરવાર કરવાને પુરતું છે. મુદ્દાની હકીકત સામે કંઇ જ વાંધો લેવાયો નથી. એટલે એમ માનવાને કારણ મળે છે કે ગુન્હેગાર ડાહ્યાભાઇએ મરનાર હીરજીભાઈનું ઈરાદાપૂર્વક ખૂન કર્યું છે.'

ભાષણ પૂરું થયા પછી સાક્ષીઓ બોલાવવામાં આવ્યા અને કોરોનરની તપાસ વખતે જે રીતે જુબાની અપાઇ હતી તેવી જ જુબાની અહીં પણ અપાઇ. આ વખતે ડાહ્યાભાઇનો નોકર વધારાના સાક્ષી તરીકે બોલાવાયો હતો. તેણે તે રાત્રે પોતે બહાર ગયો હતો એ બાબત જુબાની આપી. ફોજદારની જુબાની કોર્ટે ધ્યાન દઇને સાંભળી. પગલાં વિષેની વિગતો એણે બારીકાઈથી કોર્ટને કહી અને એની સાંભળનારાઓ પર છાપ પડી.

'તમે આ બુટ લઇને ખૂનીનાં પગલાં સાથે સરખાવી જોયા હતા ? ' મેજીસ્ટ્રેટે પૂછ્યું.

' એ ઇરાદાથી મ્હેં રાત્રે બુટનો કબજો લીધો. પણ બીજે

દિવસે સવારે એની સરખામણી થઇ શકી નહિ કારણ કે રાત્રે જ માવઠુ થયું હતું અને એ પગલાં ધોવાઇ ગયાં હતાં.'

ફોજદારની જુબાની પુરી થઇ એટલે સરકારી વકિલે પોતાનો કેસ પુરો થયેલો જાહેર કર્યો. ડાહ્યાભાઇનો ગુન્હો પુરવાર થઇ ગયો હતો, એટલે બચાવ પક્ષ તરફથી શું કહેવામાં આવે છે તે તરફ સર્વેનું ધ્યાન ખેંચાયું.

વકિલ **વી**રભદ્ર ઉભા થયા અને તેમણે પોતે બચાવ પક્ષનો કેસ રજુ કરવાની શરૂઆત કરી :

'મ્હારા વિદ્વાન મિત્રે પોતાનો કેસ બરાબર રજુ કર્યો છે અને ગુન્હેગારનો ગુન્હો પુરવાર કર્યો છે. છતાં મારે કેટલીક નવીન વિગતો, વાતો નહિ પણ વિગતો કોર્ટ પાસે રજુ કરવાની છે, જે તદન જૂદોજ નિર્ણય કરવાને કોર્ટને પ્રેરશે. એ હિસાબે કોર્ટનો વધુ વખત ન લેતાં હું મ્હારા સાક્ષીઓ બોલાવું છું અને જે કૈં રજુ કરવાનું છે તે આગળથી બોલી બતાવ્યા સિવાય પુરાવા રૂપે હાજર કરૂં છું.'

આટલા ટુંક વિવેચન પછી એણે ચિત્રગુપ્તને સાક્ષી. તરિકે બોલાવ્યો, એની પાસે જ મનહર ન્હાની સરખી ટ્રંક લઇને બેઠો. આ કેસ વિષે જે જાણુતા હોય તે કોર્ટને કહેવાની વકિલે ચિત્રગુપ્તને વિનતિ કરી.

ચિત્રગુપ્ત બોલ્યોઃ 'સોમવારે સાંજે સાડાચારેક વાગે હું મ્હારા મિત્ર ડૉ. નટવર સાથે દરિયા કિનારે ફરવા ગયો હતો, તે વખતે મ્હારું ધ્યાન એક જાતનાં રેતીમાંનાં પગલાં તરફ દોરાયું. એ માણુસ કોઇ હોડીમાંથી ઉતરીને ગામમાં જઈ પાછો ફર્યો લાગતો હતો. અમે ત્યાંથી આગળ ચાલ્યા એટલે ફોજદાર ફરદુનજી, ડૉ. દેસાઇ, બે સિપાઇઓ વિગેરેને આવતાં જોયા. અમે પણ એ તરફ જવા લાગ્યા, ત્યાં બીજા માણુસનાં પગલાં અમે જોયાં, જે ફોજદારે મરનારનાં પગલાં

તરિકે ઓળખાવ્યાં છે તે. અમે એ ધ્યાન દઇને જોયાં અને કઇ જાતના માણુસનાં એ પગલાં હશે તે વિષે અનુમાન કર્યું.'

'અને તમારૂં એ અનુમાન મરનારને જોયો ત્યારે ખરૂં પડ્યું ?' મેજીસ્ટ્રેટે પૂછ્યું.

'ના જી.' ચિત્રગુપ્તે જવાબ આપ્યો. એ સાંભળતાં જ કોર્ટમાં સનસનાટી ફેલાઇ રહી.

'અમે જ્યારે મરનારનું શબ જોયું,' ચિત્રગુપ્તે આગળ ચલાવ્યું. 'ત્યારે અમારી નવાઇનો પાર રહ્યો નહિ. શબની આજુબાજુ સખત બાઝંબાઝા થઈ હોય એમ પુષ્કળ પગલાં પડયાં હતાં પણ ખરી રીતે એવું કૈંજ થયું ન હતું. બેઉ જાતનાં પગલાં વારાફરતી પાડવામાં આવ્યાં હતાં.'

'એ તમે શા પરથી કહી શકો છો ?' મેજીસ્ટ્રેટે આશ્ચર્ય પામીને પૂછ્યું.

મરનારનાં પગલાં ચારે તરફ પાડયા પછી ખૂનીએ બીજા બુટ પહેર્યા અને તેના વતી પુષ્કળ પગલાં પાડયાં. પહેલાં બુટનાં પગલાં બીજી જાતના બુટનાં પગલાંથી વટાયાં હતાં પણ બીજી જાતના બુટનાં પગલાં પહેલી જાતનાથી બીલકુલ વટાયાં ન હતાં. શબની નીચે માત્ર પહેલી જાતનાં જ પગલાં હતાં એ પુરવાર કરે છે કે બન્ને પગલાં વારાફરતી પાડવામાં આવ્યાં હતાં.'

ચિત્રગુપ્તની જુબાની આખી કોર્ટ એક કાને ધ્યાન દઇને સાંભળવા લાગી.

'આ ઉપરથી મ્હેં બારીકાઇથી તપાસ કરી તો જણાયું કે ખીલાવાળા બુટના ખૂનીનાં પગલાં ટેકરી વાળા રસ્તા તરફ પણ છે. તે પાછે પગે ગયાં હતાં અને પાછે પગે પાછાં ફર્યાં હતાં. ટુંકામાં એ માણુસ પાછે પગે ચાલતો હતો. એ રીતે એ ટેકરીને રસ્તે નક્કર જમીન આવે ત્યાં સુધી જઇને પાછો ફર્યો હતો. એનાં પગલાં શબ

આગળથી અદશ્ય થતાં હતાં. હવે ધ્યાન દઇને જોઇએ તો શબ પડયું હતું ત્યાં આગળ ટેકરીનો ખડકવાળો ભાગ આવ્યો છે. એ એકદમ સીધો છે અને બીલકુલ ચઢી શકાય એવો નથી. એ ઠેકાણે તપાસ કરતાં દોરડાનો ઘસારો મ્હને જણાયો અને ખીલાવાળા બુટના લીટા પણ જોવામાં આવ્યા. તે પછી ટેકરીપર તપાસ કરતાં એ વાતની ખાત્રી થઇ. ત્યાં આગળ પણ દોરડાનો ઘસારો અને બુટના ખીલાના લીટા જણાયા.'

'એટલે તમે એમ કહેવા માગો છો કે આ કામ કર્યા પછી એને ટેકરી પરથી કોઇએ દોરડું નાખીને ઉંચકી લીધો?'

'એ પરથી એ જાતના અનુમાન પર આવી શકાય છે. એજ રાત્રે મ્હારી સાથે પ્લાસ્ટર ઓફ પેરિસ' લઇને હું દરિયાકિનારે ગયો અને ધ્યાન દઈને એ પગલાંનાં મોલ્ડ લઇ લીધાં.' એ સાંભળતાં ફરદુનજી ફોજદારનો ચહેરો જોવા જેવો થઇ ગયો.

મ્હને પણ તે દિવસે એ તપેલી ને ચમચો લઇ ગયેલા તેનો ભેદ સમજાયો.

'એ મોલ્ડ' પરથી પાછળથી મ્હેં 'કાસ્ટ' તૈયાર કર્યા.' ચિત્રગુપ્તે જણાવ્યું.

"મોલ્ડ' અને 'કાસ્ટ' વચ્ચે શો ફેર હોય છે?'

"મોલ્ડ' પગલાં પરથી લેવાયાં એટલે એ બુટની સ્થિતિ રજુ કરે છે જ્યારે મોલ્ડ પરથી કાસ્ટ લેવાય એટલે એ પગલાંની સ્થિતિ આબાદ બતાવી આપે છે. સૌથી પહેલો મોલ્ડ મ્હેં મરનારનાં પગલાંનો કર્યો.' એમ કહીને એણે એ તથા એનો કાસ્ટ કોર્ટમાં રજુ કર્યાઃ 'એના કાસ્ટ પર નજર નાંખતાં જણાશે કે એનો દેખાવ આપણે ધારીએ છીએ તેવો નથી. મરનાર પાંચ ફુટ નવ ઇંચ ઉંચો હતો પણ શરીરે દુબળો અને પાતળો હતો. એનું વજન ૧૧૨ રતલ હતું, એ અમે પોસ્ટમોરટમ વખતે જોખી જોયું હતું; જ્યારે હું પાંચ ફુટ અગીઆર ઇંચ ઉંચો છું અને મારૂં વજન ૧૪૫ રતલ છે. હવે

મ્હારાં પગલાંના આ મોલ્ડ ને કાસ્ટ જુઓ અને તેની મરનારનાં પગલાંના કાસ્ટ ને મોલ્ડ સાથે સરખામણી કરો. એ ઉપરથી ખાત્રી થશે કે મરનાર હલકા વજનનો હોવા છતાં એનાં પગલાં મ્હારાં પગલાં કરતાં બમણાં ઉંડાં પડયાં છે.'

એ સાંભળતાં મેજીસ્ટ્રેટની અજાયબીનો પાર રહ્યો નહિ. આ જુબાની માત્ર મૌખિક ન હતી પણ એના જીવતા પુરાવા રૂપ બેઉ જાતનાં મોલ્ડ અને કાસ્ટ એમની રૂબરૂ પડયાં હતાં.

'એ તો ઘણું નવાઇ જેવુ લાગે છે! પણ એ બે વચ્ચેનો ભેદ તમે સમજાવી શકશો ?'

'ઘણી જ ખુશીથી, પણ એમ કરતાં પહેલાં બધી વિગતો મ્હને આપની પાસે રજુ કરવા દો તો ઠીક.'

'ભલે, જેવી તમારી મરજી'

'એ પગલાં વિષે બીજી એક વિચિત્રતા એ હતી કે બે પગલાં વચ્ચેનું અંતર ઘણુંજ ઓછું હતું. એનું મ્હેં માપ લીધુ તો માત્ર ઓગણીસ ઇંચ થયું; જ્યારે એટલી ઉંચાઇના માણસનાં બે પગલાં વચ્ચેનું અંતર સ્હેજે પાંત્રીસ છત્રીસ ઈંચ હોય. એવે ટુંકે પગલે એ ચાલે ત્યાંરે એમજ લાગે કે એના બેઉ પગ એક બીજા જોડે બાંધી લીધા કેમ ન હોય!'

'તે પછી હું આગળ વધ્યો અને ખીલાવાળા બુટના જમણા અને ડાબા પગનાં પગલાંના મોલ્ડ મ્હેં લીધા. એનાં પણ મોલ્ડ અને કાસ્ટ હું રજુ કરૂં છું. એ પરથી જણાશે કે એ પાછે પગે ચાલતો હતો.'

'એ શી રીતે સમજાય?'

'એક નહિ પણ અનેક રીતે. દાખલા તરિકે સીધી રીતે ચાલનારાના પગનાં આગલો ભાગ વધારે ઉંડો જાય છે, જ્યારે એતું આમાં કંઇ નથી. ઉલટો એડીવાળો ભાગ વધારે ઉંડો છે.'

'ઠીક, હવે આ મોલ્ડ પરના કાસ્ટ આપણે ગુન્હેગારના બુટ સાથે સરખાવીએ તો બન્ને બરાબર મળતા આવશે. ખરૂં ને?'

'નહિજી. બિલકુલ નહિ.'

'એટલે?'

'એટલે એમ કે એ પગલાં ગુન્હેગારના બુટનાં હતાં જ નહિ. ગુન્હેગારના બુટ મ્હારી પાસે ન હતા એટલે હું તળાવ આગળ જ્યાં એનાં પગલાં પડયાં હતાં ત્યાં ગયો અને એનો મોલ્ડ લીધો, પછી બેઉ મોલ્ડ સરખાવી જોયા, એટલે હું કહું છું તે બાબતની મ્હારી ખાત્રી થઇ. બેઉની સરખામણી કરવામાં સરળતા આવે તે સારૂ મ્હેં બેઉ જાતના બુટના મોલ્ડના સરખા સ્કેલના પારદર્શક ફોટા લીધા છે અને તે હું રજુ કરૂં છું.' એમ કહીને એણે પારદર્શક ફોટા આપ્યા. 'એ બેઉ ફોટા સરખા માપના હોવા છતાં એમાં બેઉ બુટ જુદા જુદા ઉઠયા છે. એ બેઉ ફોટાને એક પર એક ગોઠવીને જોઇશું તો જણાઇ આવશે કે બેઉ બુટ જૂદા જૂદા છે. એક બુટના ખીલા ઉપર બીજા બુટનો ખીલો ગોઠવીને જોઈશું તો બાકીના ખીલા મળતા આવતા નથી પણ જૂદા પડે છે અને સૌથી વધારે ઉપયોગી મુદ્દો તો એ છે કે કેદીના જમણા પગના બુટને ચાળીસ ખીલા છે જ્યારે ખૂનીના જમણા બુટને એકતાળીસ ખીલા મારેલા છે, એટલે કે ખૂનીના બુટને એક ખીલો વધારે મારેલો છે.

×

એ સાંભળતાં આખી કોર્ટમાં સોય પડે તો યે તેનો અવાજ સંભળાય એવી શાંતિ પથરાઈ રહી. મેજીસ્ટ્રેટ તેમજ સરકારી વકિલે પણ મોલ્ડ અને ફોટા જોઇને પોતાની ખાત્રી કરી લીધી.

'આ સિવાય બીજી કંઈ વિગતો છે ખરી?' આ વાતનો ભેદ જલદી ઉકેલવાને મેજીસ્ટ્રેટે પૂછ્યું.

'હજી બીજી ઘણી બાબતો રજુ કરવાની છે, નામદાર!' વકિલ

વીરભદ્રે જવાબ આપ્યોઃ 'સાક્ષીએ મરનારનું શરીર પણ તપાસ્યું હતું.' તે પછી ચિત્રગુપ્ત તરફ જોઇને પૂછ્યુંઃ 'તમે મરનારની પોસ્ટ-મોર્ટમ તપાસ વખતે હાજર હતા ?'

'હાજી.'

'મરણના કારણ વિષે તમે કંઇ અભિપ્રાય બાંધ્યો હતો ખરો ?'

'હાજી. હું એ નિર્ણય પર આવ્યો હતો કે પુષ્કળ પ્રમાણમાં 'મોર્ફિયા' નામનું ઝેર આપવામાં આવ્યાથી મરણ નીપજ્યું હતું.

આ સાંભળતાં સર્વેની અજાયબીનો પાર ન રહ્યો. ડૉ. દેસાઇનો ચહેરો તો જોવા જેવો થઇ ગયો !

'પણ પેલો છરાનો ઘા ! એનાથી મરણ નીપજવાની જુબાની છે ને ? એવા ઘાથી તરત જ મરણ નીપજે એમ હતું તેનું કેમ ?' મેજીસ્ટ્રેટે પૂછ્યું.

'એવો ઘા હતો એ વાત ખરી, પણ તે કરવામાં આવ્યો તે પહેલાં, અર્ધો કલાક અગાઉ મરનાર મરી ગયો હતો. એના શબ ઉપર જ એ ઘા કરાયેલો છે.'

'આ તો ઘણી નવાઇની વાત લાગે છે!' મેજીસ્ટ્રેટે કહ્યુંઃ 'પણ તમે એમ શા ઉપરથી કહો છો તેનાં કારણો આપશો ?'

'ઘણી જ ખુશીથી' ચિત્રગુપ્તે જવાબ આપ્યો. 'મ્હારો અભિપ્રાય ઘણી બાબતો પર આધાર રાખે છે. સૌથી પહેલાં તો જીવતા શરીર પર થયેલો ઘા પહોળો થાય છે, કારણ કે આજુબાજુની ચામડી સંકોચાય છે. જ્યારે મૃત શરીરની ચામડીનું એવી રીતે સંકોચન થતું નથી. આ ઘામાં બહુજ થોડા પ્રમાણમાં સંકોચન હતું એ પુરવાર કરતું હતું કે મરનાર તરતનોજ મરણ પામ્યો હતો. બહુ બહુ તો અર્ધોએક કલાક થયો હશે. એ ઉપરાંત બીજાં કારણ તપાસીએ. જીવતા શરીરનો ઘા લોહીથી ભરાઇ જાય છે અને પુષ્કળ લોહી વહે છે, જ્યારે આ ઘામાં સ્હેજસાજ લોહી હતું; કપડાં પર

તદ્દન નજીવો ડાઘ પડયો હતો. રેતી ઉપર છાંટોયે પડયો ન હતો.'

'અને એ કારણો તમે પુરતાં ગણો છો ?'

'એ ઉપરાંત પણ બીજાં કારણો છે. છરીના ઘાથી એની બે ધોરી નસો કપાઇ ગઇ હતી એટલે એમાંથી પુષ્કળ લોહી વહી જાય એ દેખીતું છે પણ મૃત શરીરમાં લોહી ફેલાઈ જતું હોવાથી ધોરી નસમાં લોહી ન હતું એટલે એવું લોહી બહાર આવ્યું ન હતું. આ બતાવી આપે છે કે છરાનો ઘા મરણ થયા પછી અર્ધોએક કલાક કરવામાં આવ્યો હતો. હવે ઝેર બાબત ખુલાસો કરૂં. મ્હેં શરીરનો કેટલોક કચરો તપાસી જોયો તે પરથી હું એ અનુમાન પર આવ્યો હતો. એની હોજરીનો કચરો પ્રો. નિકલસનને તપાસ માટે અમે મોકલાવ્યો હતો.'

'અને એ તપાસનું પરિણામ એમણે જણાવ્યું છે ખરૂં ?' મેજી-સ્ટ્રેટે વકિલને પૂછ્યું.

'પ્રોફેસર સાહેબ પોતે જ કોર્ટમાં હાજર છે નામદાર !' વકિલે કહ્યું: 'અને તેઓ જુબાની આપવા તૈયાર છે કે હોજરીના કચરા-માંથી એક ગ્રેઇન જેટલું ઝેર મળી આવ્યું હતું. એ ઉપરથી અનુ-માન કરી શકાશે કે મરનારને કેટલું ઝેર અપાયું હશે.'

'વારૂ, મી. ચિત્રગુપ્ત ! તમે બધી વિગતો સુંદર રીતે રજુ કર-વાની તસ્દી લીધી છે તે માટે તમારો આભાર માનું છું. એ બધી વિગતોપરથી તમે શા નિર્ણયપર આવ્યા અને આ બનાવ કેવી રીતે બન્યો તે જણાવશો ?'

'મ્હેં રજુ કરી તે વિગતોપરથી એવા નિર્ણયપર હું આવ્યો છું કે મરનાર સોમવારે રાત્રે બારેક વાગે ઝેરની અસરથી મરણ પામ્યો. તે પછી એનું શબ કિનારે લાવવામાં આવ્યું. હોડીમાં ત્રણ માણસ હતા. એમાંનો એક હોડીમાં જ રહ્યો. બીજો દોરડું લઇને પેલી ટેકરી પર ગયો અને ત્રીજો મરનારના બુટ પહેરીને શબ ઉંચકીને બહાર

આવ્યો. આ ઉપરથી સમજાશે કે ઉંડાં પગલાં શાથી પડયાં હતાં અને બેઉ પગલાં વચ્ચે બહુજ ઓછું છેટું શાથી હતું. ટેકરી આગળ પહોંચ્યા પછી એણે શબને પોતાના પગ આગળ જ મૂકયું અને ચારે બાજુ પુષ્કળ પગલાં પાડયાં. પછી એ બુટ કાઢીને મરનારને પહેરાવ્યા. અને વળી ત્યારબાદ એણે સાથીઆની ભાતમાં ખીલા મારેલા ડાહ્યાભાઇના જેવા જ બુટ કાઢયા અને તે પહેરીને બીજાં પગલાં પાડયાં. ત્યાર પછી એ પાછે પગલે ટેકરીને રસ્તે કઠણ જમીન આવે ત્યાં સુધી ગયો અને એજ રીતે પાછો ફર્યો. એ શબ આગળ આવ્યો એટલે એના સાથીદારે ટેકરીપરથી દોરડું ફેંકયું. તે પકડીને એ ઉપર ચડી ગયો. ઉપર જઇને એણે ખીલાવાળા બુટ કાઢી નાંખ્યા. બેઉ જણ કઠણ રસ્તે ચાલ્યા અને છેવટે એના સાથીદારે એને પોતાના વાંસા પર લીધો અને એને હોડીમાં બેસાડયો.'

'પણ એ દોરડું પકડીને ઉપર શા સારૂ ચડયો? ચાલીને જઇ શકે એમ ન હતું?'

'એમ કરે તો તે જણાઇ આવ્યા સિવાય રહે એવું ન હતું. બે ને બદલે ત્રણ વખત પગલાં પડે એટલે ફ્રરદુનજી જેવા ચાલાક અમલદારને શંકા આવ્યા વિના રહે જ નહિ.'

'તમારો ખુલાસો બરાબર છે,' મેજીસ્ટ્રેટે કહ્યું: 'અને બધો ભેદ સારી રીતે સમજાવી શકે છે. આ સિવાય બીજું કાંઇ કહેવા જેવું છે?'

'નાજી, માત્ર આ એક છેવટનો મોલ્ડ આપવાનો રહે છે. એ આપને ઉપયોગી જણાયા સિવાય નહિ રહે.' એમ કહીને એણે પેટીમાંથી છેલ્લો મોલ્ડ કાઢીને આપ્યો. એના બધા મોલ્ડ 'પ્લાસ્ટર ઓફ પેરિસ'ના હતા અને કાસ્ટ મીણના બનાવેલા હતા એ મ્હારે વાંચનારની જાણ ખાતર નોંધવું જોઇએ.

ચિત્રગુપ્તની સામા પક્ષે ઉલટતપાસ ન કરી, એટલે પછી

પ્રો. નિકલસનની જુબાની લેવાઇ. એમણે મોર્ફિયા નામનું ઝેર પુરતા પ્રમાણમાં હોજરીમાંથી મળી આવવાની વાત કરી અને એમ પણ કહ્યું કે જ્યારે હોજરીમાંથી એક ગ્રેઇન જેટલું ઝેર નીકળ્યું ત્યારે એને કેટલું અપાયું હશે તેનું અનુમાન કરવું મુશ્કેલ નથી. તે પછી મહીલા માછીની જુબાની લેવાઇ. એ પેલા વહાણુપર કામ કરતો હતો.

'તને ખબર છે કે ડાહ્યાભાઇ એ વહાણુ પર કેટલી વખત આવ્યા હતા?'

'હા સા'બ!' મહીલે જવાબ આપ્યો. 'એ બે વખત આવેલા. હઉવે, મને ખબર છે સા'બ, પહેલાં આવેલા તીવારે મહિના દા'ડાની વાતપર સા'બ,-એત્રણુની નામરજીએ અમે વા'ણુ હંકારી ગયલા સા'બ! બીજી વાર તો સોમવારે રાતરેજ આવેલા સા'બ!'

'એ પહેલી વખત આવેલા ત્યારે કેવા બુટ પહેર્યા હતા તે તને યાદ છે??

'હઉવે સા'બ! એના પર કૈં ખીલા! કૈં ખીલા! જગુ હેઠે તે કઢાવી લાખેલા સા'બ! કઢાવી ની લાખે તો બધું પાલીસ બગાડી લાખે સા'બ!

'પછી એ ખીલાવાળા બુટનું શું કર્યું?'

'જગુ હેઠ તીને લૈ ગયેલો સા'બ! પછી પાછા લાવીને મુકેલા સા'બ!'

'તને યાદ છે કે તે પછી મુંબાઇથી બુટનું એક પાર્સલ આવ્યું હતું?'

'હઉવે સા'બ! પાંચેક દા'ડા પછી ટપાલી એ લે આવેલો સા'બ! જગુ હેઠેજ એ મંગાવેલા.'

'એ એમણે પહેરેલા ખરા કે?'

'ના રે સા'બ! રાખી મેલેલા.'

'તેં વહાણુપર ખીલા મારવાનો અવાજ સાંભળ્યો હતો ખરો કે?'

'હઉવે સાબ ! બુટ આવ્યા પછી એક દા'ડા પછી હાંભળેલો.'

'હીરજીભાઇ મરી ગયા તે રાત્રે તું વહાણ પર હતો ?'

'હઉવે સા'બ ! હું તો બહાર હતો પણ રાતે દસેક વાગે ગીયેલો સા'બ !'

'હીરજીભાઇને કિનારે જતાં તેં જોયેલા ?'

'હઉવે સા'બ ! હું ગીયો એટલે જગુ હેઠ કે 'અમે કિનારે જાતા છે. તું સુઇ જાજે.' મ્હેં કીધું 'હઉવે' ને સુતો. પછી તે જવા લાગ્યા. હીરજી હેઠ કૈં પીધેલો કૈં પીધેલો ! તે બે જણે ઉંચકીયો તારે તો નાવમાં ગીયો.'

'પછી એ કયાં ગયા તે તેં જોયું ?'

'નૈરે ! અંધારૂં અંધારૂં તે બહુ દેખાય ની તો !'

'તું મનહરલાલને ઓળખે છે કે ?'

'હઉવે સાબ ! ઇ પોરિયો ભારે ચબરાક છે. સા'બ ઇનું નામ તો મને ખબરેય નૈં. વેહ પાલટીને ઇ વા'ણપર આવેલો. મને કે ખાહડાં દેખાડ તો પાંચ રૂપીઆ આપું. મેં ખાહડાં દેખાડયાં. પછી કેય એક જોડ રહી ગઈ. મારાં ખાહડાં હું લેવા ગીયો તાં તો એ નાસી ગયો. પછી મેં જોયું તો જગુ હેઠનાં જુનાં બુટ એ લે ગીયો તો.'

'તું એ બુટ ઓળખે ખરો કે ?'

'હઉવે.'

'આ જોડી હોય ખરી ?' એમ કહીને બુટની એક જોડી એને આપવામાં આવી.

'હઉવે સાબ !'

'આપ નામદાર પેલા છેલ્લા મોલ્ડ સાથે એ સરખાવી જોશો તો ખાત્રી થશે કે બન્ને વચ્ચે સંપૂર્ણ સામ્ય છે. એજ બુટ વતે પેલાં બીજી જાતનાં પગલાં પડેલાં.'

મેજીસ્ટ્રેટે એ બેઉની સરખામણી કરી જોઇ અને એની ખાત્રી થતી લાગી.

'એમાં શંકાને સ્થાનજ નથી.' તેણે કહ્યું.

મેજીસ્ટ્રેટના આ જવાબ પછી મ્હારી નજર એકાએક જગુ, લલ્લુ ને પ્રેમજી કોર્ટમાં બેઠા હતા તે તરફ ગઇ. એ પ્રમાણે જોનાર હું એકલો ન હતો. એ લોકો તો ક્યારના યે ચાલ્યા ગયા હતા. ફરદુનજી ફોજદાર પણ કૈં હીલચાલ કરતો જણાયો.

અને તે પછી આ કેસનો અંત આવવામાં વાર ન લાગી. વકિલ વીરભદ્ર પોતાનું છેવટનું ભાષણ કરે તે પહેલાં જ મેજીસ્ટ્રેટે પોતાનો ચુકાદો આપ્યો:

'જે સચોટ અને ખાત્રી લાયક જુબાની કોર્ટ સન્મુખ પડી છે તે જોઇને કોર્ટની ખાત્રી થઈ ગઇ છે કે મરનાર હીરજીભાઇનું ખૂન કરવામાં ડાહ્યાભાઇનો બીલકુલ હાથ નથી, એટલે કોર્ટ તેમને માન-પૂર્વક છોડી દે છે, અને બચાવપક્ષે જે કુશળતાથી પોતનો કેસ રજુ કર્યો છે તે માટે તેને ધન્યવાદ આપવામાં આવે છે. એ પ્રમાણે ન થયું હોત તો કોર્ટને જુદાજ અનુમાન પર આવવું પડયું હોત અને તેમ કરતાં ન્યાયની સરળતા જળવાઇ ન હોત.'

ડાહ્યાભાઇ તેમજ કોર્ટમાં હાજર રહેલા સઘળા માણસોના આનંદનો એ સાંભળીને પાર રહ્યો નહિ.

તે દિવસે સાંજે ડાહ્યાભાઇને ત્યાં લાગતા વળગતાઓ, અસિલ, દાકતર, સાક્ષીઓ અને સંબંધીઓની એક પાર્ટી ગોઠવી હતી અને સૌ આનંદમાં મશગુલ હતા તે વખતે ફરદુનજી ફોજદાર એકાએક આવ્યા અને ચિત્રગુપ્તને ઉદ્દેશીને કહેવા લાગ્યા:

'એ લોકો ગયા! સાહેબ! અમારા હાથમાંથી છટકી ગયા!'

'પણ એમ શી રીતે બન્યું!' ચિત્રગુપ્તે પૂછ્યું.

'એ મરી ગયા? ડૂબી મુઆ! ત્રણે જણા ડૂબી મુઆ!'

'એમ!'

'હા જી, ઉતાવળમાં ને ઉતાવળમાં એમણે વહાણ ચલાવ્યું

પણ પેલા ખરાબાનો વળાંક લેતાં સામેથીજ દરબારી 'ટ્રાઉલર' આવતું હતું તેના પર એમની નજર ન હતી એટલે અકસ્માત થયો. ટ્રાઉલર અથડાતાંજ વહાણ ભાગ્યું અને એ ત્રણે કપિંજલા નદીના મુખવાળા ભમરાઓમાં તણાઇ ગયા. ઘણી હેરાનગતિ પછી જગુનું શબ હાથ લાગ્યું ને બીજા બેનો તો પત્તોજ નથી!'

એ સમાચારથી અમારા રંગમાં જરા ભંગ પડયો અને અમને એમ લાગ્યું કે આવા ભયંકર બદમાશો આટલા સારા મોતે મરી ગયા એ ઠીક ન થયું!

ડાહ્યાભાઇને એ સમાચાર એટલા સંતોષકારક લાગ્યા કે એમની છાતી પરથી પહાડ જેટલો ભાર ઉંચકાઇ ગયો હોય એમ મ્હને જણાયું.

*

# વ્હેમનું બારદાન

'અરે ! તને તે કાંઇ અક્કલ જેવું છે કે નહિ ! આટલુ આટલુ થાય અને તું દેખતે ડોળે જોયા કરે છે !'

'પણ છે શું મોટી બ્હેન ! તે તો કહો.'

'શું કહે તારૂં કપાળ ! આ પેલી ગોધા જેવી હમણાં તારા વરની સાથે ગઈ તે જોતી નથી ?' મોટીબ્હેન તડુકયાં.

પ્રાણલાલ વકિલની પ્રેકટીસ સારી રીતે ચાલતી હતી. એનું મિત્રમંડળ બહોળુ હતુ અને સારાં સારાં ઓળખાણ હતાં એટલે અત્યારના ધંધાની મંદીના વખતમાંયે અસીલો એને જંપવા દેતા ન હતા.

એની સ્ત્રી મેના ભોળી પણ ઘરરખુ સ્ત્રી હતી. એ ચાર ચોપડી ભણી હતી પણ ઘર કામમાં પાવરધી હતી.' એ ભલી ને એનું કામ ભલું. એને કોઇની લપ્પન છપ્પન પસંદ ન હતી. પાંચ વરસનો એનો સંસાર આનંદમાં વીત્યો હતો.

ચારેક દિવસથી એની મોટીબ્હેન રેવા એને ત્યાં આવી હતી. રેવા વિધવા હતી. પચીસ વર્ષે વિધવા થઈ, દિયરીયાં જેઠીયાંના ઠોસલા ખાઇ એ કઠણ કાળ કાઢતી હતી. મેનાને સારો દિવસ હતો. એટલે એને બોલાવી હતી. મુંબાઈ એણે જોયું નહતું, એના રીત-રિવાજથી એ નવી હતી. એને બધુ જૂની આંખે નવા તમાસા જેવું લાગતું હતું.

મોટા મંદિરમાં દર્શન કરીને એ હમણાં જ પાછી ફરી હતી, પાછા ફરતી વખતે એણે પ્રાણલાનને કોઈ સૌંદર્યવતી મુસલમાન યુવતી સાથે મોટરમાં બેસીને જતાં જોયો એટલે એની ચાર આંખો થઈ. એને કૈંના કૈં વિચાર આવ્યા ! એની આંખે અંધારાં આવ્યાં.

એ ઉપર ગઈ અને મેનાને બોલાવી. મેનાને એણે ઉધડી જ લેવા માંડી.

'પણ એતો એમની અસીલ છે, મોટી બ્હેન !' મેનાએ જવાબ આપ્યો.

'જારે જા ! અસીલવાળી ! આજકાલની ટીચકી મ્હને બનાવવા નીકળી !'

'પણ એનો કેસ હું જાણું છું ને.'

'ધૂળને ધમાસો. હું એ કૈં માનું નહિ. જો મેના, માન ન માન પણ તારા વરની રીતભાત મ્હને તો બા, સારી નથી લાગતી.'

'એવું હોય નહિ મોટીબ્હેન ! હું જાણું છું ને.'

'કપાળ તારૂં ! એ અસીલ ફસીલના ઢોંગમાં તને કૈં ખબર ન પડે ! અમે કૈં આટલાં વરસ પાણીમાં નથી નાખ્યાં સમજીને, મેના !'

'પણ એ મિસ રોશનને તમે ઓળખતાં નથી એ તો સિનેમાની નટી છે અને એણે દાવો માંડયો છે.'

'તે હશે, પણ એનો ટાંટીયો તારા ઘરમાં ભારે છે, અને એવી એવી ઓ આવીને તારા વરને કૈં ચાળે ચઢાવી દેશે તો પછી રહીશ તું માથાં કુટતી !'

'તે તમે કહો છો ત્યારે ધ્યાન રાખીશું બાકી આ રોશનની વાત તો મ્હને ખબર છે.'

'તે તું જાણે બા ! આપણે તો કહ્યાનાં સાગરીત.'

તે જ ઘડીથી મેનાના મનમાં ધણીને માટે વહેમ પેઠો. સદ્‌ગુણ કરતાં દુર્ગુણને વધતાં વાર નથી લાગતી.

માણુસનું દૃષ્ટિબિંદુ બદલાય છે ત્યારે એને દુધમાંથી પોરા કાઢવાની વૃતિ થઇ આવે છે. મેનાનું પણ એમ જ થયું. એણે પ્રાણલાલના પર ચોકી કરવા માંડી. એ પોતાના અસીલ સાથ વાત કરે તે એણે છાની છપની સાંભળવા માંડી.

×

'મિસ રોશન ! આ જવાબ તો તમારી હકીકતથી વિરૂદ્ધ જાય છે.'

'પણ એ સદંતર ખોટ્ટો છે ! એમણે મ્હારી સાથે સલુકાઈ ભર્યું વર્તન રાખ્યું જ નથી !'

પ્રાણલાલ પોતાના અસીલ સાથે તકરારી વિષયને લગતી વાત કરતો હતો. પાસેના ખંડમાં બેઠી બેઠી મેના કાન દઈને એ વાત સાંભળતી હતી.

'તમે એ સાબીત કરી શકશો ?'

'મ્હારા જેવો જ અનુભવ મિસ મેનકાને પણ મળ્યો હતો. એને આપણે સાક્ષી તરિકે બોલાવી શકીશું.'

'ઠીક.'

'એમની ચાલચલગત જ ખરાબ છે મ્હને ફસાવવા માટે એ પોતાથી બનતું બધુંયે કરી ચૂક્યા, છતાં કૈં ન વળ્યું એટલે આ રસ્તો લીધો.'

'તમે જલદી કેમ છૂટાં ન થયાં ?'

'તે પણ આ કરારની જ મો'કાણ !'

'તમારી સતાવણી ક્યારથી શરૂ થઈ?'

'પહેલો એકાદ મહિનો કામ સારી રીતે ચાલ્યું પણ પછીથી મ્હને એની નજરમાં જ વિકાર જણાવા લાગ્યો અને ધીરે ધીરે વાત વધી પડી. એક વખતે તો મ્હને હાથ લગાડવા સુધીની હિંમત પણ કરી પણ મ્હારો તિરસ્કાર જ એને દરેક વખતે આડે આવતો હતો.'

'ચાલો, એ તો ઠીક ! આગણે મિસ મેનકા ને સાક્ષી તરિકે બોલાવીશું, એ સિવાય બીજું કોઈ સાક્ષી છે ખરૂં ?'

'તેની હું તપાસ કરીને એક બે દિવસમાં જવાબ આપીશ.'

'ભલે. એ દરમિઆન હું બીજી તૈયારી કરી રાખુ છું. તમે બિલકુલ ગભરાતાં નહિ, આપણે એમને પુરા પડીશું.'

'વારૂ. સાહેબજી !'

'સાહેબજી !'

મિસ રોશન ગઈ અને પ્રાણલાલ પોતાને કામે વળગ્યો.

પારકી બૈરી સાથે પોતાના ધણીને આમ છૂટથી વાત કરતો જોઈને મેનાના પેટમાં તેલ રેડાયું ! આ શું ! આ તે કેમ વેઠાય ! એની મોટીબ્હેને આપેલા સંસ્કાર ધીરે ધીરે ફાલતા જતા હતા. એક નબળો વિચાર ઈંજેકશનની પેઠે જરા વારમાં મનમાં ને મગજમાં ચારે બાજુ ફેલાઇ જાય છે અને પોતાનું જોર જમાવે છે. રોગના જંતુઓને ફેલાતાં ઓછી જ વાર લાગે છે !

પ્રાણલાલ પોતાના કામમાંથી પરવાર્યો ન હતો ત્યાં તો બીજી એક અસીલ બાઈ આવી.

'આવો જયા બ્હેન ! આજે તમે કંઈ ભૂલાં પડયાં. પ્રાણલાલે અસીલને આવકાર આપ્યો.

'આજે તમારૂ કામ પડયું છે.'

'શું છે? બોલો.'

'મ્હારે આપની સલાહ લેવાની છે.'

'ભલે. શી બાબત સલાહ લેવાની છે?'

'તમે મ્હારા નણુદોઇને તો ઓળખો છો ને?'

'હાસ્તો, પેલા છગનલાલને?'

'એજ. એમણે મ્હારી સ્થિતિનો લાભ લેવા માંડયો છે. પહેલાં અમારે સારો બનાવ હતો નહિ તે તો જાણીતી વાત છે. એમના મરણ પછી એ વારેઘડીએ આવતા એટલે આપણે જાણ્યું કે એ બદલાયા હશે.'

'બનવા જોગ છે.'

'પણ પ્રાણુને પ્રકૃતિ સાથે જાય ! ધીરે ધીરે એમણે એમનું પોત પ્રકાશ્યું અને મ્હને કહેવા માંડયું કે લોકો તમારી વાતો કરે છે.

'એમ કે મ્હારી ચાલચલણ સારી નથી. પછી વળી શોભવા ન શોભવાની વાત કાઢીને ઉમેર્યું કે મ્હારા જેવા સગા સાથે સંબંધ હોય એ શોભે. એ સાંભળી મ્હને ઝાળ ચઢી. મ્હેં એમને ધુતકારી કાઢયા અને મ્હારે ત્યાં પગ ન મુકશો એમ પણ કહી દીધું. ત્યારથી એમનો મિજાજ ગયો છે ને મ્હારે માટે ગમે તેમ બોલે છે પણ તે મ્હેં ગણકાર્યું ન હતું. આજે વાત વધી છે ને એમણે બોલાચાલીમાંથી હાથ ચાલાકી બતાવી છે.'

'કયારે ?'

'આજે સવારે પદ્માની સાથે હું બહાર ફરવા ગઈ હતી. અમે બેઉ જણ વિકટોરિયા કરીને ગયાં હતાં. ગાડી ઉભી રાખી એ કૈંક ખરીદવા ગઈ. હું ગાડીમાં બેઠી હતી, ગાડીવાળો ઝોકાં ખાતો હતો. એવામાં એ ભાઈ સાહેબ આવી લાગ્યા, એકાદ બે ગાળો દઇને મ્હને એક મુક્કો લગાવી દીધો.'

'તમારે એને પોલિસને સોંપવો તો ને ?'

'એ તો મ્હને કૈં સૂઝયું નહિ પણ હવે શું કરવું તે તમને પૂછવા આવી છું.'

'જુઓ જયાબ્હેન, તમારા તરફથી હું એમને નોટિસ આપું છું. એ જો એટલાથી ચેતી જાય ને સુધરે તો ઠીક નહિતર એની સામે આપણે કામ ચલાવવું પડશે.'

'અને એમ થાય તો શું થાય ?'

'એને દંડ થાય અને સારી ચાલ ચલકતના જામીન આપવા પડે.'

'એ ગમે તેમ પણ જેલમાં તો જવું ન પડેને ?'

'નારે ના !'

'એમ થાય તો મ્હારે મ્હારી નણંદ ભાણેજનો વિચાર કરવો પડે'

'એવી કૈં ચિંતા કરતાં નહિ.'

આ બધી વાતચીત મેનાએ સાંભળી. એમાં વાંધા ભર્યું કશું જ ન હતું છતાં એને એમ લાગ્યું કે આવી છૂટ સારી નહિ.

એની એ ટેવ ધીરેધીરે આગળ વધી.

અર્થનો અનર્થ કરવાની એને ટેવ પડી. કોઈવાર પુરૂ સંભળાય ન સંભળાય ત્યાં એકનો બીજોજ અર્થ એ કરવા લાગી. સ્નેહ હોય ત્યારે દુર્ગુણો પણ સદ્‌ગુણ જેવા લાગે છે ને જ્યારે વિક્ષેપ પડે છે ત્યારે સદ્‌ગુણો પણ દુર્ગુણ રૂપે દેખાય છે.

મેનાનું કલુષિત મન દિવસે દિવસે વધારે અંધારઘેરૂ થઇ ગયું.

એ બધાને ટપે એવો એક કેસ આવ્યો. એમાં ધણી ધણી-આણીનાં સિવિલ મેરેજના કાયદા મુજબ લગ્ન થયાં હતાં. લગ્ન પછી બે એક વરસે બેઉ વચ્ચે અણબનાવ થયો. બાઈને છૂટા છેડા જોઇતા હતા. પુરૂષની ખરાબ ચાલચલકત પુરવાર કરવાની હતી. તેમજ એને કુસંગતથી લાગુ પડેલા જનનેંદ્રિયનાં દરદોની વાત એમાં આવતી હતી. એ કેસમાં પણ એની અસીલ બાઇ હતી.

પ્રાણુલાલને એ અસીલ સાથે છૂટથી વાત કર્યા સિવાય કે ચર્ચા કર્યા સિવાય ચાલે એમ હતું નહિ. એ ચર્ચા દરમિઆન મેનાને કાને કેટલાક એવા શબ્દો પડયા કે એ ચિઢાઈ ગઈ. એની ખાત્રી થઈ ગઇ કે પ્રાણુલાલ સીધો નહતો. એણે પોતાનો ભાવ ભજવવા માંડયો.

×

મેનાના સ્વભાવના પરિવર્તનથી પ્રાણુલાલ કંટાળતો ગયો. એને એનું કારણ પહેલાં પહેલાં તો સ્હમજાયું નહિ. પછી એને ખબર પડી કે એ વહેમી થતી જાય છે પણ એને એનો ઉપાય જડયો નહિ.

ધીરે ધીરે વૈમનસ્ય વધતું ગયું. એને પણ ઘર પર કંટાળો આવવા લાગ્યો. સ્નેહ વિનાનો સંસાર ઘી વિનાના કંસાર જેવો લુખો હોય છે !

એ આખો વખત કલબમાં ને પોતાના અસીલોમાં ગાળવા લાગ્યો. બેઉ વચ્ચે અંતર વધતું ચાલ્યું. છેવટે એને કોઇ સારા માણસની સલાહ લેવાનો વિચાર આવ્યો.

મણિલાલ મુનશીનું નામ વકિલ તરિકે જાણીતું હતું. એની પ્રેકટીસ ધીકતી હતી. પ્રાણુલાલે એની સલાહ લેવા વિચાર કર્યો. એણે એમને મળીને વાત કરી.

એ સાંભળીને એમને નવાઈ લાગી.

'પ્રાણુલાલ !' એમણે કહ્યું. 'પણ મ્હારી યે એજ હાલત છે ! હું તને તે શી સલાહ આપું ?'

'કેમ ! પ્રેમલીલા બ્હેન પણ વ્હેમનું બારદાન છે ?'

'જ્યાં જાય ત્યાં એ ભગવાન એના એ ! વ્હેમનું તે કૈં ઓસડ છે !'

બેઉ જણ એક બીજાના સામું જોઈ રહ્યા. બેઉનાં મગજમાં એક જ વિચાર તરવરતો હતો કે 'ક્યારે સુધરશે આ વ્હેમનાં બારદાન !'

*